# પ્રેમનું પરીણામ!

સાચા પ્રેમમાં હરકત નાખવાનું ધડાપુર્વક
પરિણામ દર્શાવતી બોધદાયક વાર્તા.

પ્રગટ કર્તા—
રતનશાહ એફ. અચારીઆ.
ઠે. "વાર્તા વિભાગ" ફેવરીટ, ક્રાફરડ માર્કેટ મુંબઈ.

વાર્તા વિભાગ પુસ્તક ૮૭ મું.

કીંમત.....બે.....આના.

# મોંઘવારીમાં ચોખ્ખા માલનું સસ્તું સેલ.

| તાજો માલ રતલના | | રૂ. આ. પૈ. |
|---|---|---|
| બદામ | ,, | ૦—૧૪—૦ |
| કીસમીસ | ,, | ૦—૫—૦ |
| પસ્તા | ,, | ૧—૨—૦ |
| ચારોલી | ,, | ૦—૮—૦ |
| મહીદા ખાંડ | | ૦—૩—૦ |
| કરવશાદ | ,, | ૦—૦—૬ |
| કેશર | ,, | ૩—૧૨—૦ |
| જાયફળ | ડઝન | ૦—૨—૬ |
| રવો પેકેટ | રતલી | ૦—૧—૬ |
| મેંદો ,, | ,, | ૦—૧—૬ |
| સેવ ,, | ,, | ૦—૪—૬ |
| સેવ છુટી | ,, | ૦—૩—૦ |
| ગોલાબ બાટલી | ,, | ૧—૦—૦ |
| ગોલાબ પેંટ | | ૦—૮—૦ |

| તાજો માલ, રતલના, રૂ. આ. | | |
|---|---|---|
| ગોલાબ સસતી | | ૦—૬—૦ |
| મીઠું તેલ | બાટલી | ૦—૫—૦ |
| વનસ્પતી ટીન | (૪૦ રતલી) | ૯—૪—૦ |
| ,, , | (૧૦ ,, ) | ૩—૧૨—૦ |
| ,, ,, | (૫ ,, ) | ૧—૧૧—૦ |
| ,, ,, | (૨ ,, ) | ૦—૧૨—૦ |
| નરૂં ઘી | રતલનો | ૧—૦—૦ |
| સુખડ પેરીમાં | ,, | ૦—૧૨—૦ |

રેન જોઇય તટલો માલ બહુજ કીફાયતે પુરો પાડયે છીયે. ચાર પેઢીનું પુરાણું ખાતું—આર. એફ. અચારીઆ મુંબઈ—ક્રાફરડ માર-કેટમાં પાંચ દુકાનો ધરાવે છે અને દરેક કોમના ગ્રાહકોને પુરૅ સંતોષ આપે છે. (તુરત ખરીદો છાપેલા ભાવમાં ફેરફાર થવા સંભવ છે.)

તા ૧–૮–૪૦

# પ્રેમનું પરીણામ!

સાચા પ્રેમમાં હરકત નાખવાનું ધડાપુર્વક પરિણામ દર્શાવતી બોધદાયક વાર્તા.



લેખક—ફ્રેની શાપુરજી માસ્તર (એબાવ્યા.)
"વાર્તાવિભાગ," ઠે. ક્રાફરડ મારકેટ અંદર; મુંબઇ, ૧.

---

## પ્રકરણ—૧ લું.

શોખીન વાંચક, તમારી આશાવંત નજર, તમે મલબાર હીલ પર આવેલા કુશાદે બંગલા 'પરવીન' મહાલ તરફ ફેરવો, ત્યાં એક તમને બંદગીનો હૉલ નજરે પડશે, કે જ્યાં એક અનુપમ ખુબસુરત, કરલી બાલવાળી નાજુક સુંદર રમણીને ભક્તીમાં, મસ્ગુલ થયલી તમે જોશો. ખરેજ ખુદાની બંદગી કરવાથી કોણુને શાન્તી મળી નથી કે તે નાજુક આકારને મળે નહિ? તણીએ બંદગી પુરી કરી ખુદાની સ્તુતિ કરનારૂં એક ગાયન લલકાર્યું, જેનો સાર એ હતો કે—ખુદાજ એકલો દુન્યાનો ધણી છે, અને ઇન્સાન તું મન પવિત્ર રાખી, બુરા વિચારને રૂખસદ આપી, પલેપલ તું તેની આરાધના કર, જો તું ઇશ્વરના ફરમાનને માન આપી, ધર્મ ખાતર સદકે કરે જાન તો તે ખુદા તને મદદ કરશે, કારણકે તેના જેવી શક્તિ કોઇનામાં નથી.

આપણી વાર્તાની હીરોઇન 'પરવીન' ખુદાની યાદ કરી, ગાયન લલકારી, ડ્રોઇંગ રૂમમાં આવી, એક નોવેલ લઇ વાંચવામાં ચીત પરોવવા લાગી, પણ પરવીનનું ધકધયાન પોતાના પ્રીયતમ તરફ હોવાથી વાર્તા વાંચવામાં લક્ષ ન લાગ્યું. કહો ભલા? કોણુનું ધ્યાન પ્રીયા યા પ્રીયતમમાં હોય તો બીજી બાજુ લાગી શકે?

પરવીન એખલી–એખલી સોફા પર બેસી વીચારમાં તલ્લીન બની ગઇ હતી.

"આહા! ખરેખર ખુદાની અજબ લીલા છે, હા માણસનું જો ધાર્યું થતું હતે, તો કુદરત કહેવાતેજ શું કામ? ઓ! પાક કીરતાર તારી પાસે દુવા ગુજારી માગું‌ચ કે મારી એકજ આશા ઉમીદથી ભરેલી છે, તે બર લાવજે, મારા ફીલીને તું સદા જયાંબી હોય ત્યાં સુખી ને ખુશનુદ રાખજે, પણ શું ફીલી મને ચાહતો હોશે? શું મારા તાબેવંત પપ્પા મને મારા મનમાં ધારી લીધેલા ફીલી સાથે પરણાવશે? અરે! રે!! ઓહ!!! એવણ જો જાણશે તો શું નું શું કરી બેસશે. બીચારા ફીલીનેબી શું ખબર કે હું એને કેવા સાચા પ્યારથી ચાહુંચ. ને મનમાંજ પરણીને અદરઘબી જાઉંચ. નહી! નહી!! ફીલીની રીતભાત પરથી તો લાગેચ કે ફીલી મનેજ ચાહેચ, પણ હજુ ત્યારે ફીલી ડીયર, મારા હાથની માગણી કાંવ નહિ કરતો હોશે? ફીલી! ફીલી!! જયારે હું તને ચાહી, આખો દિવસ અને રાત યાદ કરૂંચ, ત્યારે તુને મારે માટે જાંખો ખયાલબી આવતો હોશે કે નહિ?" ફીલીની સબી હાથમાં લઇ જાણે તે ફીલી સાથ વાત કરતી હોયની તેમ પરવીન સબી સાથે વાત કરવા લાગી.

"ફીલી! ફીલી!! તને એકજવાર પપ્પાની ઓફીસમાં જોયો ત્યારથીજ મેં તો શુધ્ધી ગુમાવી છે, ને મારા જીગરમાં તારી મુરતી સમાવી દીવાની કીધી તેં મને તારા પ્યારથી, આગ સળગીજ પ્રીતની, જોયો મેં તને જયારથી કહેની તું થશે કયારે માહરો?"

પરવીન ફીલીના વિચારે ગાંડી દીવાની બની, જે ગમે તે એખલી ડ્રોઇંગ રૂમમાં તેનો ફોટો હાથમાં લઇ બકી રહી હતી, અને હજુ આગળ વીચાર કરયાજ કરતે, પણ એટલામાં એક નોકરે આવી કહ્યું.

"છોટા બાઇજી, આપણી શેઠની ઓફીસના મેનેજર ફીલી, શેઠને મલવા આવેચ. હું તેમને ના કહું કે શેઠ નથી? અથવા તો એમ કહું કે શેઠ થોડા વખતમાં આવી લાગશે?"

"હા, જા, એવણને ડ્રોઇંગ રૂમમાં મોકલ હું છું, પપ્પા હમણાજ આવતા હોશે."

"વારૂં બાઇજી," નોકર ગયો ને ફીલીના પગલાં તે તરફ આવતાં સમજાયાં.

ફીલી મારશલ ને પરવીનની આ પહેલી વારજ એકલી મુલાકાત હતી,

ફીલી એક ગરીબ મા–બાપનો બેટો થતો હતો, તેના મા–બાપ કે સગું વહાલું કોઇ હતું નહિં. તે ભલા શેઠ સર હોરમસજી એ'ટીની મહેરબાનીથી તેઓનીજ ઓફીસમાં એક સાધારણ ક્લાર્ક પરથી પોતાની જાતી હુશ્યારીથી આગળ વધી મેનેજરના માનવંત ઓહ્દા પર આવ્યો હતો, અને જહાંગીર નામના એક બીજા જવાનને ફીલીની જગોએ રોકયો હતો. હાલે બધો કારભાર ફીલીના હાથમાં હતો ફક્ત નાણા બાબતની સહી કરવા માટેજ તેને શેઠ આગળ આવવું પડતું યાતો કંઇ જરૂર બાબદ સર વાત કરવા, નહિ તો ઓફીસમાં ફીલીની સહીથી પણ સઘળું કામકાજ પ્રમાણીકપણે વધતું ને વધતું રહેતું અને એસીસ્ટંટ જહાંગીર નામનો તેને મદદ કરતો હતો. એટલી ટુંક ઓળખ પછી આપણે આગળ ચાલશું.

"હલ્લો ! મીસ એ'ટી, કેમ છેઓ જી ?" આવતાંને વાર માથાના સહેજ લહેકાથી નમન કરતાં ફીલીએ કહ્યું.

"સારી હાતી, તમે કેમ છેઓજી ?' તેણીએ હસીને આવકાર આપતાં ફીલીને વલતો સવાલ કર્યો.

"ઓ. કે." તેને નરમાસથી જવાબ વાલ્યો.

"કેમ, જી, કંઇ આજે ખાસ ફેરો ખાવો પડયો ?" કંઇ પણ વાત કરવી જોઇએ એમ ધારી પરવીને વાત છેડી.

"જી, જરા તમારા બાવાજી આગળ જરા ઓફીસના એકાંઉંટ ઉપર સહી લેવા માટે આવ્યો છુંજી."

"હં હં કંઈ નહિ બેસોજી, પણ પપ્પા હમણાજ આવતા હોશે તમુને કંઇ નોવેલ કે, મેગેઝીન વાંચવા આપુ ?"

"જી, નહિ, થેંકસ, મને તો તમારી 'કંપની' મલશે એટલે બસ."

"શું ખરેખર તમુને મારી કંપની ગમેચ કે હું ગમુંચ ?"

"મને માફ કરજો મીસ એ'ટી હું......"

'પલીઝ મને મારા નામથી બોલાવશો ?"

'પરવીન ! મને માફ કરજો હું એક અદના નોકર થઇ......"

"નહીં, એવું ના બોલો, દુન્યાના બધાં માણસો સરખાંજ છે."

"મને ! મને !! તમારૂં નામ તો શું, પણ તમો વટીક ગમોચ."

"ખરેખર કહોચ ?"

"હા. ખરેખર કહુંચ, હું તમોને ચાહુંચ, તમે મને ચાહોચ ?" તે કાકલુદી ભરી અરજ કરતો તેણીના સોફા આગળ વધું નજદીક ગયો પ્રથમ તેને તેની ખાંધપર હાથ પસવારયો, તેણી ખુશ દેખાવાથી તે પછી તેને તેણીના હાથો હાથમાં લીધા, તેણી તોપણ કંઇપણ ન બોલી, એટલે તેને તેણીના હાથો પર કીસીઝ લીધી ને બાજુમાં બેસી જઇ તેને સવાલ પુછયો.

"શું તમેબી મને ચાહોચ ?"

પરવીને જવાબ ન આપ્યો. પણ ફીલીના ખભાંપર માંથુ મુકી દીધું અને તે પહેલવાન-પેશાની ભરેલી છાતીની અંદર પોતાનું કરલી બાલવાલુ માંથુ દબાવ્યું.

"ફીલી ! હું તમારીજ છું ને તમારીજ રહેવશ."

"આહા ! દુન્યામાં તેં મને સુખી બનાવ્યોચ, પરવીન ! ડારલીંગ, આ તન-મન અને આત્મા હવે તારોજ છે, તું રહેશે સદા માહરી અને હું સદા રહેવશ તાહરો."

મીનીટો સુધી તે બે પ્યારાંઓ એક થઇ, એકમેકના જીગરમાં વસી, પ્રેમ બંધનથી બંધાઇ ગયાં, પ્રેમથી સલગેલી આગને મધુર ચુંબનોથી બુઝાવી, થયલા ઘાયલ જીગરના જખમોને રૂઝાવી, તન-મન એકમેકને અર્પણ કરી જીવન નાવને પ્રેમ સાગરમાંથી કેવી રીતે હંકારવી, તેની વાતો કરવા લાગ્યાં. પ્રેમ છે ધર્મ, પ્રેમ છે કર્મ ને પ્રેમ છે સ્વર્ગ એવા રૂડા વિચારો કરી, પ્રેમ અમૃત પીઇ કેવી રીતે બાવાજી આગળ બધી વાતો કરવી તેનો નેક વિચાર કરવા લાગ્યા.



## પ્રકરણ—૨ જું.

થોડો વખત વિત્યા પછી સર હોરમજશાહ એંટી આવ્યા કે જેવો ધનના ઢગમાં મરી ચરી રહ્યા હતા, આ દુન્યામાં એવું કોણ છે કે ધનની ગરમી સહન કરી શકે ? રાજા મહારાજાઓથી માંડીને એક ગરીબ ભીખારી પર વટીક એની એક સરખી અસર ઉતરે છે. કોઇપણ ઇન્સાનની તાકાત નથી કે સોનાની ગરમી સહન કરી શકે ? બધા એની શક્તિ સામે માથુ જુકાવે છે. એનાજ બળથી માણસ બીજાઓને બેવકુફ બનાવે છે, પારકા વહુ દીકરીઓની આબરૂ ખરીદી શકે છે. અને એનાજ બળથી મોટામાં

મોટાં ન્યાયાસન ધ્રુજાવનારા સત્તાધીશોને નમાવી, લુટારા અને ખૂની જેવા ભયંકર ગુનેહગારો નિર્દોષ પુરવાર થઇને દુન્યામાં છડેચોક ફરી શકે છે. સોનું મુર્ખને વિદ્વાન અને દુર્જનને સજનમાં ખપાવે છે. ધન ખાતર નવજુવાન સ્ત્રીઓ પોતાના પતિઓ અને ખાનદાનની આબરૂ ધૂળમાં મેલવે છે અને માતા ગણાવા જેવી બુઢ્ઢી સ્ત્રીઓ તેમાં મદદ કરે છે, જેની પાસે દોલતનો ડુંગર હોય છે તે ગમે તેટલી શયતાની કરવા છતાં આરામથી રહી શકે છે, અને જેની પાસે દોલત હોતી નથી, તેઓ ગમે તેટલા સજ્જન હોવા છતાં, દુન્યામાં રઝળતા ફરે છે. એક નહિ સમજતાં બચ્ચાંના હાથમાં પણ રૂપીઓ મુક્તાં તેની સાથે રમવા મંડી જાય છે ને જો તે ખૂચવી લેતાં રડી પડે છે, મતલબ એ છે કે સોનાની ગરમી કોઇપણથી સહન કરી શકાતી નથી, બુઝોર્ગ કે યુવાન, ફકીર કે શ્રીમંત બધા એના ગુલામ છે એની સામે ઇન્સાનની ‘બુદ્ધી મત્તા’ કોઇ હિસાબમાં નથી. શીરી ઝબાની કોઇ ચીજ નથી, સારી ચાલચલગત કોઇ લેખામાં નથી અને ઇજ્જત, આબરૂની ગણત્રી કાંઇ હિસાબમાં નથી. આ નજીવા ધાતુના ટુકડામાં નથી બોલવાની શક્તિ કે નથી અક્કલ, નથી એનામાં તાકાત કે નથી કંઈ ઇજ્જત, પણ એ છતાં આ દુન્યામાં એ એવી તાકાત, જોમ, જોર અને દોર ધરાવે છે કે જે આ કે પેલી જહાંનમાં પરવરદીગાર સીવાય બીજુ કોઇ પણ ખાકી બંદો ધરાવતો નથી.

પણ વાર્તાથી વેગળો જવા માટે ક્ષમા ચાહું છું!!

સર હોરમજશાહ આવી લાગતાં ફીલીએ ઓફીસનું કામકાજ પતાવી પોતાના મનની માનીતી મુરાદને માટે વાત છેડવા હજુ તો તે જતો હતો, એટલામાં સર હોરમજશાહનો જીવજાનનો ફ્રેન્ડ બેરોનેટ બમનશાહ હીરા માણેક આવી લાગતા, ફીલી રજા ચાહી બીજી વેળા મલતાં વાત કરવાનો વિચાર કરી, સાહેબ સલામ કરી ચાલતી પકડી

× × ×

પહેલા આપણે બેરોનેટ બમનશાને પીછાણી લેવાની જરૂર છે! તે ગબર પૈસે પુર માલેતુજાર શેઠીયો હતો તેનો એક પુરો બેટો રૂશી લંડનમાં લાગવગથી બેરીસ્ટરની ઉંચી પરીક્ષા પાસ કરી, બધા બુરા લખનો લઇ મુંબઇ પધાર્યો હતો. બેરોનેટ બમનશાહના ધણીયાણી પીરોજા સાધુના સાલ્લા તળે ફરતા સયતાન બેટાને જોઇ ખુશ ખુશ થઈ જતાં હતાં. ટુંકમાં આટલી ઓળખ પછી આપણે આગળ વધશું.

સર હોરમશાહ આગળ બમનશાહ બેરોનેટ પોતાના દીકરા માટે રૂડી

ગોઠવણુ યાને હોરમઝશાહની બેટી પરવીન સાથે રૂસીનું સગપણુ કરવા ખાસ હોરમજશાહની માગણીને માન આપીને આવ્યા હતા.

"જ્યાં સુધી મારી આંખો છે, તેટલો વખતમાં હું મારા બચ્ચાંને ઠેર પાડવા માગુંચ." સર હોરમઝશાહ બોલ્યા.

"મારો પણુ તેજ વિચાર છે," બમનશાહએ પોતાની ભરાવદાર મુછના આંકડાને વલ આપતા જવાબ કર્યો.

"તો એમજ છે તો મારો વિચાર, તારો દીકરો લંડનથી બેરીસ્ટર થઇને આયોચ, તેની સાથે મારી મા વગરની બેટી પરવીનને પરણાવીને હું રૂસ્તમને ઘર જમાઇ કરવા માંગુચ, બોલ દોસ્ત તારી શું ઇચ્છા છે?"

"ચાલ, ત્યારે આપણી દોસ્તદારીમાં વધારો થશે ને આપણી બંન્નેની દોલત એકઠી થતાં બચ્ચાંઓ જરૂર સુખી થશે ને ઇજ્જત વધશે." તે ધનના લોભમાં મરી રહેલો શેઠયો બોલ્યો.

તેઓએ સગપણુ તો કીધું હતું પણુ શું એ સગપણુ થશે? શું તે ખરા બે પ્યારાંઓ છુટા પડશે? શું મા-બાપથી તેઓ વિરૂદ્ધ જશે? શું ફોશી જેનું નીમક ખાધું છે તેનેજ નીમકહરામ થશે? આપણે જોઇશું.



## પ્રકરણુ—૩ જું.

પ્યારની સ્વપ્નવત જીંદગી ગુજારવા નીકળેલા તે બે પ્રેમીઓને ક્યાં ખબર હતી કે તેઓ ધારતાં હતાં તેવો પ્રેમનો માર્ગ કાંઇ સુંદર ગાલીચો બીછાવેલો બાદશાહી દબદબાથી ભરેલો રાજવંશી રસ્તો ન હતો! તે તો નીરાશાઓ અને સંકટની કાતીલ કસોટીના કાંતાઓથી ભરેલું એક બીચ બીહામણું જંગલ હતું, કે જે ફક્ત પુર હીંમતવાન, બાહદુર, કીસમતવાલા પ્રેમીઓ સંકટમા સબુરી, સખ્તાઇમાં સહનસીલતા, દુઃખમાં શાંતિ અને સંતોષથી, પગોમાં ઘડી ઘડી ખૂંચતી, ના કદર કબોની કાંકરીઓ વેઠી, અને દર સેકન્ડે વચ્ચમાં આવતી દુઃખની બેરહેમ ઝડીઓને દુર કરી, મારી હટાવી, સુખના અનુપમ સુંદરતાથી ભરેલા કષ્ટ વીનાના રસ્તા ઉપર જઈ પોહોચે છે, કે જે રસ્તો આ દુન્યાનું સર્વ સુખ અર્પણુ કરે છે. યાને બાગે બહેસ્ત પુરવાર થાય છે!

ખરેખર! જખમાયું જીગર તો જીવવું શા ખપનું ? અરે! મીલકત શા ખપની ? પ્રેમીઓને સાચ્ચેજ પ્રેમ તરસાવે, હસાવે, રડાવે ને ઘડીકમાં રાજ છોડાવી ફકીરબી બનાવે! પ્રેમના બનેચ સૌ કોઇ પુજારી, રાજા-પ્રજાને ગરીબ-ભીખારી, પ્રેમને ખાતર કેટલાક જાનબી આપે છે.

તેમાનોજ આપણી વાર્તાનો હીરો ઉર્ફે નાયક પણ હતો તે એખલો અકેલો નીચે મુજબ બબડતો હતો:—

"દીલ આપી પરવીનને, બેવફા કેમ થઇ શકું ?
ધીક્કારી પરવીનને, છોડી તે કેમ દઇ શકું ?
પરવા નથી નોકરીની, પરવા નથી સરદારની,
પરવામા પરવા છે, તે પરવીનના દેદારની.
માન ચાંદ નહિ માગતો, હું "પરવીન-પ્રેમ" તણો ભુખો,
પરવા મને પરવીન તણી, હું 'પરવીન-દર્શન' તણો ભુખો.
પરવીન દીવાનો બની 'પરવીનનો ફીલી' વન વન ફરે,
પરવીનને પરણવાની આશાથી 'પરવીન દીવાનો' નઝરે પડે."

હાલમાં ફીલીને કામકાજ સુજ પડતું ન હતું, પણ પોતાને સોંપાયલી ફરજને પોતાની બનતી કોશેશથી અદા કરતો હતો.

પ્રેમમાં મસ્ત થનાર ફીલીને કયાં ખબર હતી કે એને બહારથી દેખાતી દીલકસ દુન્યા થોડાજ વખતમાં અંધકારનો સીહા પડદો ઓઢાડનાર હતી! અરે પ્રેમમાં ભાન ભૂલેલા બે પ્રેમીઓને કયાં ખબર હતી કે, સ્વર્ગનું જે સુખ હાલે દેખાઈ રહ્યું છે, તે તકલીદી હતું. તેઓને કયાં ખબર હતી કે તેઓને અદેખાઈની કાતીલ કીસ્તી (નાવ-વહાણ) માં અટકાઈ મરવાનું હતું.



## પ્રકરણ—૪ થું.

વ્હાલા વાંચક! તું તારી નજર આ બે પ્યારાઓ પરથી ઉઠાવી અન્ટરોડપર આવેલી એક બીલ્ડીંગના ૪ થા મજલાની કલબ તરફ ફેરવ ત્યાં તને.........

દારૂમાં મસ્ત થઇ જુગાર ખેલનારા, હસતાઓને રડતા બનાવી દુઃખ દેનારા, બાજી સફળ ન થતા વંજો માપનાર ,અગલા ભગત બની જગને

ધુતનારા, ચાલબાજી ચલાવી માથે ધરતી લઇ ફરનારા, બહેસ્ત કે દોજખની નહી પરવા કરનારા, આજે બદમાશ, કાલે ધુપછાવ બની, સાધુના સાલા તળે સયતાન થઇ વસનારા, પોતાની લુચ્ચી જીભથી ફરેબી જાળોમાં ભોળા શીકારને ફુસલાવનારા નાપાક હરેમનોથી પણ બદતર બુરા ઝહેરી નાગો નજરે પડશે.

તેઓમાં આપણા ભલા શેઠ બેરોનેટનો બેટો રૂસ્તમ નજરે પડતો હતો તે છડેચોક પોતાના, જેવા લુચ્ચા મીત્રો આગળ કહેતો હતો, તે નાફદર બાપની ઠેકડી કરી દારૂની અંદર મસ્ત થઇ બકતો હતો કે,

" હાં હાં હાં ! ઊફ ! બસ નાચવું–કુદવું–હીચવું, અહીંતહી જવું, હુફ ! દુન્યામાં મલતી બધી મોજમજાહ ભોગવી લેવી પેલા કહેચ તેમ "આપ મર ગયે પીછે ડુબ ગઇ દુન્યા" ફાધરના પૈસા પછી ફીકર શાની ને વાત શાની ? ફરવા હરવાનું જરા દીકરા કલબમાં બીલ્યર્ડના ટોકા સ્નેપ–વીસ્કી મૂકીને, બુઢ્ઢો તો બસ કહેચને કહેચ કે વેલાતથી બેરીસ્ટર થઇને આયોચ તે પ્રેકટીશ કર, હેં, હેં, હેં ! મારા જેવો લાગવગે પાસ થયલો તે શું પ્રેકટીશ કરી મરવાનો હુતો, તે વળી બાવાને ગરમા-ગરમ સમુસાના ખાતા, મીઠા, પેટીશ કરીને ખવાડું ! જો ફાધર, બાધર એમ કહેતે કે દીકરા જરા લંડન જઈ આયોચ તે 'ટપ ડેન્સ' કરી દેખાડ, કે કોઈ પોરી સાથે 'ફ્લર્ટ' કેમ કરવાનું તે શીખાડ તો વળી સમજયા !"

ટુંકમાં તેનાજ બોલોમાં ઉપલા શબ્દો લખવાની મકસદ એ છે કે રૂસ્તમ હીરામાણેક ધનના ધગમાં મસ્ત થઈ શું કરી રહ્યો હતો તેની તેને ખબર હતી નહિ. તે પોતાના બાપને કે જેને હજારો લાડ સાથે મોટો કર્યો હતો અને માબાપનાજ પૈસે મોજયાં મારતા પોતાના પિતાને માટે આવા નાલાયક શબ્દો વાપડતાં તે બેરહેમ બેટાને દુન્યાની શરમ વટીક ન લાગી, કાંહથી લાગે ? 'જેને છોડી લાજ તેને નાનું જેવુ રાજ.' શું આ વડવાઓની કહેતી ખોટી છે ? રૂસ્તમને હંમેશની આદત મુજબ લવારો બકારો કરતો જોઇ તેનો માનીતો ગ્રેજ્યુએટ ફ્રેન્ડ અને રીલીનો ઑફીસ એસીસટંટ–જહાંગીર તેનાજ જેવી હાલતમાં તેની આગળ ગયો.

"કેમ રૂસ્તમ ? વરી શાનો લવારો, બકારો કરેચ ? બ્રેન ફીવર બીવર લાગુ પડી જશેની ?" ભણેલા ગ્રેજ્યુએટ ફ્રેન્ડે પોતાના ફ્રેન્ડને સરપાવ આપ્યો.

"સેવક કંઇ એખલા, અટુલા, લવારા બકારા કરે તેવા નથી જો !

બેન ફીવર લાગુ પડે તારી એવી-તેવીને સમજ્યો, મને નહિ." રૂસ્તમ તેની જાત પર ગયો.

"જ્યાં છે ત્યાં કંઇ ખુશી વધાઈ છે, બોલ દીકરા બોલ શું બાબત છે ?' રૂસ્તમને પટાવી લેવાનું જહાંગીરે દુરૂસ્ત ધાર્યું.

"બસ, ખુશાલી ! પરમ દિવસે મારા પપ્પાના ફ્રેન્ડ સર હોરમસજી છેની......"

"હા તેનુ શું ?" વચ્ચમાંજ તે કુદી પડયો.

"અરેરે ! કંઇ નહિ તેવણુની બેટીની વરસગાંઠ પર બંદાને બોલાવ્યોચ. બસ જ્યાં છે ત્યાં મને દર પાડવાની ગોઠવણ થાયચ. એબી સારૂં કે પોદ્દી કરતા દોરયાં મલતાં બધાં મારવાડીઓબી દપટ પડશે, ને સેવક નચીનતાઇથી ફરશે."

"પણ દીકરા તારા ફ્રેન્ડને ભુલતો ના.

"જરૂરજ ! એમા વરી ભુલે શાનુ ? ચાલ દીકરા ચાલ, વાતવાતમાં "લલ્લુભાઇએ રાજ ખોયું" તેવું થશે, ભુલી ગયો કે આજે તો સુસીલા પ્યારી ને ત્યાં જવાનું છે." તે હવસનો કીડો બોલ્યો.

"આ હા ! બચ્ચા ! ! ઠીક યાદ દેવડાવી," કીડા નં. ૨ એ સાથ આપ્યો.

"ત્યારે ચાલો," તેઓએ સુસીલાના ઘર તરફનો રસ્તો લીધો.

અરેરે ! ગરીબાઇની હાકલ હિંદુસ્તાનમાં પુકાર કરી રહી છે, ત્યારે આવા નીચ પૈસાના ગુલામો પૈસાને આડે રસ્તે વેરે છે, જ્યાં સુધી આવા વેશ્યાવૃતી તેમજ કલબના નીચ ધામોમાં રખડતા યુવકો અટકશે નહિ, ત્યાં સુધી ગરીબાઈ કદી તળશે નહિ, આવા કેટલાક બદબખ્તોને લીધે પારસી કોમને કેવું ખમવું પડે છે તેનો આજના ઉછરતા નાદાન દુકતાઓને ક્યાં ખ્યાલ છે ?



## પ્રકરણ—૫ મું.

સુસીલા—તેણી કોણ હતી ? તેનો સાર-અસાર જાણી લેવાની ખાસ અગત્ય છે. સુસીલા ગરીબ મા-બાપની બેટી હતી, તેણીને સારે ઘરે પરણાવી હતી પણ કર્મસંજોગે છ માસમાં તેણીનો પતી મરી ગયો હતો, તેણી બાળ વિધવા બની હાયરે ક્રૂર સમાજ ! એવી કેટલીક વિધવાઓને

તું પુનર્લગ્નથી અટકાવી વેશ્યા બનાવશે ? સમાજમાં વિધવાએ પુનર્લગ્ન કરવું એ પાપ ગણાતું પણ વેશ્યા થવું એ પાપ ન હતું !

તેજ પ્રમાણે સુસીલા વિધવા બનતા તેના સાસુ સસરા તેમજ તેણીના મા–બાપે કષ્ટો દેવામાં કાંઇ બાકી ન રાખ્યું સુસીલાના ઘરમાં એક વખત નાથ બ્રાહ્મણના છોકરાએ આવી દીલ ચોરી લીધું. તે નાદાન સુસીલા 'મગન'ના જુઠા પ્યારમાં ફસી પડી જ્યારે તેણી પરણવાની માગણી કરતી ત્યારે મગન ઉડાવતો, પણ પાપ કંઇ છુપું રહે ? એવી બીકથી સુસીલાને ભરમાવી ગામથી ભગાડી એક 'લોહીના વેપારી' ને વેચી દીધી તે દિવસથી સુસીલા વેશ્યા બની; પહેલા તેણી પ્રેમ માટે તલસતી હતી, હવે હજારો તેણીના પ્રેમ માટે તલસતા હતા, સમાજની આ પુટલી આજે વેશ્યાવૃતીથી હવે ટેવાઇ ગઈ હતી. તેણી એક પુરૂષને ખોટો પ્રેમ બતાવી સઘળા પુરૂષોના પ્રેમ ઠોકરે મારવાનો દેખાવ કરી પોતાની આંગળીના ટેરવા પર નચાવતી હતી.

સુસીલા પુજારી પ્રેમની નહતી, પૈસાની હતી, તેણી આંખોથી પુરૂષોને પાગલ બનાવતી, તેણીના હાથોમાં એટલું જાદુ હતું કે યુવકો ચૂંબન માટે મરી ફીટતા હતા, તેણી હસીને છોડતી તીર, નખરાથી લાચાર બનાવી, ખીસા ખાલી કરાવી, પોતાની આગળ ભલભલાના મસ્તકોને નમાવતી હતી. રૂસ્તમને જહાંગીર જેવા કેટલાક નાલાયક જુવાનો એના શીકાર થઇ ગયા હતા.

સુસીલાના મગમગી રહેલા ઘરમાં દાખલ થતાં સુસીલા આવકાર આપતાં બોલી–"કયમ શેઠજી રૂશી, જંગુ ! કેમ કંઈ આજે મોડું થીયું ?"

"હા જરા તારે માટે સુંદર ભેટ ખરીદી (અંગુઠી) લઈ કલબમાં જતા આવ્યા તેથી, ડીયર સુસીલા, મોડું થયું." રૂસ્તમ બોલ્યો.

"ચાલ સુસીલા ! આય વીટી તું તારે આંગળે લટકાવ ને એક દીલરૂબાનો તાર છોડી એક ફાંકડું તારા મીઠા બોલ વડે ગાયન પહેલા સુનાવ !" જહાંગીરે દરખાસ્ત મુકી.

આપણે આ નાલાયકોને નર્કના ધામમાં છોડી આગળ વધશું.



## પ્રકરણ—૬ ઠું.

"પરવીન મહાલ"ના બાગમાં ખુબસુરતી નજરે પડતી હતી, એકાંત શાંત ચહેરે એક દીલકસ ફુવારા પાસે પરવીન બેઠી બેઠી પોતાના વ્હાલાના ખ્યાલોમાં મસગુલ હતી. તેણી ગુલાબના છોડવા આગળ ઉભી રહી, એખલી, એખલી કંઇ મધુર બબડતી હતી. આપણે તેણી શું બબડે છે તે સમજી લઇશું.

"આપશ વ્હાલાને આ ગુલાબ, પમરશે તે જેમ આ ગુલાબ, ગુલાબથી થાય શાંત મન મારૂ, ફ્રીલીની યાદથી ઉછળે દીલ મારૂ, ખૂશબો ફેલાય ગુલાબની જગેજગમાં, છબી વ્હાલાની કોતરાય જીગરમાં! આખરે તે પરવરે મારી બંદગી સાંભળી મારા ફ્રીલીને મારી પાસે મોકલી આપ્યોચ. કહો, ભલા! દાદગરે દાવરે કયે વખતે ખરા મનની બંદગી નથી સાંભલી? છેવટે આજનો સુખી દિવસ ખુદા તરફથી એઓ તરફ આયો છે કે બન્ને પ્રેમીશથી એક થઇ ચુકયા છે.

આજે સર હોરમજશાહનો 'પરવીન મહાલ' ગાજીવાજી રહ્યો હતો, કારણ આજે પરવીનની સાલગ્રેહ હતી કે તે માટે સહવારથી પરોણાઓની ઘરમાં આમદ થઇ હતી. તેમાં ફ્રીલી પણ હતો. બધા બપોરે જમી પરવારી ડ્રોઇંગ રૂમમાં એકઠાં થયાં ત્યારે સર હોરમશાહે વાત છેડી.

"વ્હાલી દીકરી, પરવીન! તું જાણેચ કે તારા બાપે તને દરેક જાતના લાડ લડાવી કદીબી તારી મુવેલી માવતરની યાદ થવા દીધીજ નથી, આજે હું તને એક વાત બધાઓની સનમુખ કહેવા માગુંચ અને હું ધારૂંચ કે તું જરૂરજ તારા આય બુઢ્ઢા બાપનો બોલ જેમ હરવખ્ત ઉપાડતી આવીચ ને કદીપણ નાફરમાન થઇજ નથી તેમ આય વખતબી તું તારા જનેતાનો બોલ ઉપાડી લેશે."

"પપ્પા સરો ચસમથી." તે કહ્યાગરી દીકરીએ જવાબ કર્યો.

"હું ધારતો તોજ કે પરવીન, મારી દીકરી નાફરમાન નહિજ થશે, તો સમજ મારી વ્હાલી હેતવંતી બેટી પરવીન, હું તારાજ સુખમાં સુખી છું મને હવે બીજા સુખની શું જરૂર? મારો વિચાર મારી આ બે આંખો વિચાય તેની આગમચ તુંને ઠર પાડવા માંગુંચ, માટે તારા લગ્ન મારા ફ્રેન્ડ બેરોનેટ બમનશાહના ગ્રેજ્યુએટ બેટા રૂસ્તમ સાથે કરવા ધારૂંચ, બોલ બેટી તારી શું મરજી છે?"

રૂસ્તમને આ સમજીને ગીલગીલ્યા છુટવા લાગ્યા.

પીરોજા બોલયા, "હા ! હા !! હમારી સામેલગીરી છે."

રૂસ્તમ ડાહ્યો કાગડો થયો, " આપણે તો વડીલને માન આપતા આવાચ તે માન આપયે."

જરાવાર વીચાર કરી પરવીને ઠાવકેપણે જવાબ આપ્યો. " પણ પપા ! હું નાલ્લી છેઉ, લગન શું ને વાત શું ?"

ફીલી આ જવાબથી ખુશ થયલો ઘડીભર દેખાયો. તાલેવંત ધનવાન શેઠયો પરવીનનો આ જવાબ સમજીને એમ સમજ્યો કે તેણી શરમાતી હશે, તે શેઠયાએ પોતાનું દાસ્તાને દીલરૂબા આગળ ચલાવ્યું.

" દીકરી ! તારા બુઢ્ઢા બાપનો ખ્યાલ કર, હવે તું મોટી થઇ. તને આજે ૨૦ પુરાં થઇ ૨૧ મું બેઠુંચ, તું આપણા સરકારી કાયદા પ્રમાણે ૧૮) વરસની થઈ ત્યારથી ઉમરમાં આવી ચુકીચ, તે હું સારી રવેશે જાણુંચ, તારા બાપની આંખ્યો વિચાય તેની આગમચ તું ઠર પડી જા, અને તારા હેતવંતા બાપની ઉમીદ બર લાવ."

"તમારા ડહ્યા સરની બેટી જરૂરજ તમારી આશા બર લાવશે," વચ્ચમાં પીરોજાએ મલકઇ, મલકઇને તાપસી પુરી.

"પણ પપ્પા ! હું ધારૂંચ કે આટલી નાલ્લી ઉમરે સંસારની જુસ-રીમાં પડવું બહુ જોખમ ભર્યું છે." પરવીન ઢીલ્લા બહાણા કાઢવા લાગી.

"બેટી ! તારો ખ્યાલ ખોટો છે, ધણીને ત્યાં જવું ને એશઆરામ કરવો એ જોખમ ભર્યું નથી; પણ કુવારા રહેવું એ એક નાદાન છોકરીને માટે જોખમ ભર્યું છે." બાપે પતાવતથી કલેવળે કામ લેવા માંડયું.

"નોન્સનસ, હું એવું હબંગ ચલાવી લેવાનીજ નથી, હું છેલ્લીજ વખત બધાને જણાવી દેઉચ કે હું રૂસ્તમની ભવિષ્યની ભાગ્યણ બની શકશ નહિ, કારણકે કદીબી હું એને ચાહી શકશ નહિ." પરવીન આટલી ઉમરમાં પહેલીજ વાર પોતાના પુજ્ય પીતાજી પર છેડાઇ.

"તે બધું ધીમે ધીમે થઇ રહેશે, હવેથી રૂસ્તમ આપણે ત્યાંજ પરોણા તરીકે રહેશે. કેમ ખરૂંની રૂસ્તમ ?" રૂસ્તમને સવાલ કર્યો.

"મુરબ્બીજીની મરજીને હું તાબેદાર છેઉ." રૂસ્તમ વાંકો ટીકો થયો.

'કેવો નમાનો છોકરો, પરવીન એવો માટી બીજો તને ક્યાં મળશે ?' રૂસ્તમની ચાપલુસીથી અંજાઈ જઈ સર હોરમજશાહે રૂસ્તમના વખાણ કર્યાં.

"હું તમારા મતને હરગીજ એક નહિ થવા,' આટલું બોલી પરવીન તે રૂમ છોડી ગઈ.

બધા અવાચક જેવા બેસી રહ્યાં પણ સર હોરમજશાહે બધાંને સમજાવ્યું કે દીકરી નાદાન છે, બચ્ચાંનું તે કંઈ માનવાનું હોય, પરવીન શાંત પડતા આપણે સમજાવી ફરીવાર એ બાબતસર વાત કરશું.

અને તે મોટે ઘેરના ફેશતાની વાત આગળ વધે તેની અગમચ ત્યાંજ અટકી.

---

## પ્રકરણ—૭ મું.

છે પ્રેમ એવી ચીજ જે, સ્વાર્થ નથી જાણતી;
ઉંચ નીચના ભેદને, કદી નથી પીછાણતી.

જ્યારથી પરવીનને તે વ્હાલા બાવાજીએ પરણવાની કદંગી ઓફર કીધી હતી, ત્યારથી પરવીન બેચેન બની ગઇ હતી. ફીલીને પરવીને વિક્ટોરીયા ગાર્ડનમાં મળવાનું એપોઇન્ટમેન્ટ આપ્યું હતું, આજે પરવીન ત્યાં દલગીર ચહેરે ફીલીની વાર જોતી મનમાં ને મનમાં વિચારોમાં ગરક થઇ રહી હતી.

"શું ફીલી કાલની વાતથી ગુસ્સે થયો હશે? પપ્પાને કહીબી હું નાફરમાન થઇજ નથી, ઓહ! હવે હું શું કરૂં? કંઇ સમજ પડતી નથી, ને પપ્પાતો રૂસ્તમ સાથેજ લગ્ન કરવા કહેચ. બા, મને તો રૂસ્તમના ચેન ચાળા ને ઢંગધરા કંઇ ગમતા ન........"

તેણીના વિચારોમાં ખલલ થઇ, કારણકે સામેથી તેણીનીજ તરફ રૂસ્તમને આવતાં પરવીને જોયો. રૂસ્તમ આવતાંને વારજ પોતાની રીત મુજબ વાક્ય ચાતુરીની જાળ બીછાવા લાગ્યો. 'હલ્લો પરવીન! તું કંઇ અહિંઆ?"

"જી, જરા વોક લેવા આવીચ." ફવાબમાં હાડકાને ટુંકમાંજ દામતાં, ઉંચે દમે પરવીને જવાબ આપ્યો.

"ત્યારે તો હું તુંને, મારી 'કંપની' આપશ." સહેલાઇથી છટકી જતાં કબુતરને જાળમાં સપડાવા તે હેમકે જાળ બીછાવી.

"થેંકસ! તમારી 'કંપની'ની મને કાંઇ જરૂર નથી." પરવીને રોકડું પરખાવ્યું.

"પરવીન! પરવીન!! મને ના સતાવ." તેને આંખ્યોમાં બનાવતી આંસુ લાવી, તેણીની ખાંધ પર હલવો હાથ મુકી કાકલુદી ભરેલી રીતે ચાલુ રાખ્યું, "તું છે તો હું છું, તુંજ રૂપનો હું આશક છું તારી પ્રીતનો હું ચાહક છું, મને ના તરસાવ!"

"દીલ તમો મારૂં માગો છો? પણ તમને મારાં દીલની તો દરકાર નથી." તેણીએ સીધો ને સરલ જવાબ દીધો.

"પરીન મારી વ્હાલી, હું તારો હાથ માંગુંચ, હું ખરાં જીગરથી તુંને ચહાઉંછ." રૂસ્તમે શબ્દોની ચાલબાજી ચલાવી.

'મીસ્તર રૂસ્તમ હીરા માણેક હું ઇચ્છુંછ કે તમો તમારી અહસ્થાઇ જાળવશો !!" અહસ્થાઇથી વેગળા જતાં તે બેવકુફને અહસ્થાઇનો પાઠ શીખવતાં સહનસીલ નાર બોલી.

તે છતાં રૂસ્તમ અહસ્થાઇને દરગુજાને ઠોકરે મારી, હવસોથી ભરપુર આંખ્યો સાથે, હાથ લાંબો કરી, પરવીનને પોતાની બાથમાં ભીંડવાની કોશેષ કરતાં બોલ્યો. "પરવીન! પરવીન !!"

તેનો હાથ તરછોડી નાખતા પરવીન બોલી, "જરા તો ભાનમાં આવો." એમ કહી પરવીને ભાનભુલા નાલાયક બદમાશને એક તમાચો લગાવી દીધો,

'નેવર માઇન્ડ માય લવ, તારા મખમલ જેવા હાથના તમાચા મારે મનસે ફુલ સમાન છે, ડીયરી! તું હવે મારી છે, તું બધું છોડી દે, પરવીન! મારા કલેજા તને સુખી કરવા હું આકાશ જમીન એક કરશ, આપણા બન્ને ફાધરોની ઇચ્છા અને ઉમીદ એકજ છે, તો પરવીન! મારા જાન! પ્લીઝ કીસ મી!'

હજુ તો આગળ વધી 'કીસ' કરવા રૂસ્તમ વધે છે, ત્યાં તો બીજો એક તમાચો વીસમી સદીની ગોદાફ્રીદે લગાવી નાંખ્યો.

"નાપાક, હારેમન!" તેણી તેનાથી દુર જતા છછણી પડી.

"આહ! આશા મને ન હતી, કે મહોબતનું ફુલ ખરી જશે; ને તું મારેથી ફરી જશે."

"સફેદ સાયામાં છુપાયેલા શેતાન! કરી લે ગમે તેવી તું શેતાનગીરી! યાદ રાખ કે સચાઇનેજ ખુદા મદદ કરેછ."

'જારે, સચાઇનાં પીરવાળી! હું જોઉંછ કે તને કોણ મદદ કરેછ?"

"મદદ કરનાર તે નાચારેસોનો વારેસ ખુદા છે."

"આઇ વીલ નેવર લેટ યુ ગો! હુંબી જોઉંછ કે તને અહિં કોણ મદદ કરવા આવેછ?" તે—રૂસ્તમ—એકદમ હવસનાં આવેશમાં આવી જઇને કોઇનીબી દરકાર વગર તેણીને બાથમાં બીડી, ચુમી લેવા ગયો કે તરતજ તેણી પોકારી ઉઠી "મદદ! મદદ!!" ખરી મદદ વેળા હંમેશ ખોદાનો મીઠ્ઠો છાયો હાઝર છે, તે દાખલો ખરો પાડવા માટે વખતસર ફીલી પરવીનની મદદે ખોદાની મહેરથી આવી પહોંચતાં, ગુસ્સાથી બાંગ મારી બખાલ્યો, "ખબરદાર!"

એકાએક ફીલીને આવી પહોંચેલો જોઇને તેણીને પોતાની બાથમાંથી

રૂસ્તમે છોડી મુકી, કે તરતજ પરવીન ફ્રોલીની બાથમાં જઇને ભરાઈ. પરવીન પોતનાં પ્યારાની બાથમાં ભરાઇ, પોતાનું સોહામણું માથું ઉંચું કરીને તેના તરફ ઉપકારથી ભરપુર આંખોએ નરમાશથી જોયું.

"ઉફ્ ! બેશરમ, એક નિર્દોષ યુવતિને એકાંતમાં એકલી જોઇને, તેનો ગેર લાભ લેતાં શરમ નથી આવતી ?" ફ્રીલી, 'ફ્રીલીંગ્સ'થી ફફળી ઉઠતાં ગુસ્સાથી આંખો ચમકાવતા રૂસ્તમ પ્રત્યે જોઇને બખાળ્યો.

"અંહંહંહં !!! બચ્ચાં, એક ગરીબ યુવતિને મારે માટે ભરમાવતાં તને શરમ નથી આવતી ?

'મીસ્તર હીરા માણેક ! તમારે માટે મેં પરવીનને કદીબી ભમાવી નથી. પરવીન મનેજ ચાહેછ." ભોળાપણામાં ફ્રીલીએ ખરૂં કહી દીધું.

"શું પરવીન, આ ફોરગો કહેછ તે ખરૂં છે ?" રૂસ્તમે પુછ્યું.

"શટ અપ ! ફોરગો કોણ છે તે તો તારા મહોડા પરથીજ જણાઈ આવેછ." તેણીએ કહયું, "હું તો એનીજ છું અને એની રહેવશ." આમ બોલીને તેણી ફ્રીલીના પાસમાં વધું જકડાઈ.

આવો દેખાવ જોઇને રૂસ્તમનું હૃદય અદેખાઇની આગથી જળી ઉઠયું ગુસ્સાથી હકરતા અવાજે, ડોળા કહીને તેને ફ્રીલી પ્રત્યે જોઇને કહ્યું. "હું જોઇ લેઇશ કે તું પરવીનને કેમ મેળવી શકેછ ?" આમ બોલીને તે એક ખુની, ઝનુની, ઝેરી નજર તેઓ પર ફેંકીને પોતાનું કાળું કરી ગયો.

તેના ગયા બાદ તે બે વ્હાલાઓએ એકમેકની આંખમાં જોયું. તે આંખ એમ કહેતી હતી કે 'ગમે તે થઇ જાય ! પણ તેઓ હમેશાં એક-મેકને સદા વફાદારજ રહેશે."

શું રૂસ્તમ એ પ્રેમીઓને છુટા પાડવાનું બુરૂં કર્તવ્ય કરશે ? શું એ નાપાક એની નેમમાં ફાવશે ?



## પ્રકરણ—૮ મું.

"હલ્લો જાંગુ ! કેમ કંઇ આજે શુશીલા દેખાતી નથી ?" રૂસ્તમે શુસીલાના ધરમાં આવતાંને સાથ પ્રશ્ન કર્યો

'હા ! એ હમણાજ એક પૈસાદાર બિલ્લુંને સપડાવી સાથે લઇ ગઇછ."

"નેવર માઇન્ડ ! આજે મને ઘણીજ અગત્યની વાત તને કહેવાની છે. જો ! ખુબ ધ્યાન રાખજે એ વાતનો સંસારો કોઇની આગળ જાય નહિ."

યાર, ઢીબાચો મુકી દઇને ટુંકમાજ પતાવની? શું કંઈ ડબલીંગ ત્રબલીંગની વાત છે?"

"બેઉને ફાયદો થાય એવીજ વાત છે!" રૂસ્તમે જાગુંને સખ્યારો આપતા ચલાવ્યું, "હા! પેલી ફાંકડી પોરી પરવીન છેની તે ફરી બેઠીછે. ને તેના બાપનાં સેક્રેતરી ફ્લિટ મારશલની સાથે 'લવ'ને નામે છાણુ પુતળાનાં નાચ કરેછ.

"શું ફિલી સાથે 'લવ'માં છે? કયાં રંકને કયાં રાય? દિકરો કયાં ગોટા ખાય?"

"એ બેઅદામની દુકતીને દુકતાએ મને હદધુત કીધોછ, એનો હું બદલો લેવા માગુંછ."

એમાં મને શું ફાયદો?"

"અક્કલના અદુંસ! છટ એટલુંબી નહિ સમજયો," આમ કહીને રૂસ્તમે જાગુંના કાનમાં સર હોરમશાની ઓફ્રિસમાંથી ચોક્કસ મુકાયલા ખાનગી દસ્તાવેજો ઉચાપત કરી તેનું આળ ફ્રિલી પર મુકવા, તે વેરની ધુનમાં મસ્ત થઇ રહેલા કરતુગી કોરગાએ કહ્યું.

એટલામાં, દાદરપર શુશીલાના પગમાની નાનકડી ઘંટડીઓ રણકાર કરી ઉઠવાથી તેઓ તેણીની આમદથી ખામોશ રહ્યા.

"કેમ શેઠજી તમો બન્ને કંઇ બહુજ રડતી સુરત જેવા દેખાવોછો?"

"હા કંઇક એવુંજ છે, પણ જરા દિલ બહેલાવા લલકારશે તો અમે દુઃખ ભુલી જઇશું"

'ડોકાના' એક દિલજીત લહેકા' કરીને શુશીલાએ નૃત્ય સાથે એક ગીત છોડયું. તે સમજતા રૂસ્તમે જાગુંને પેલું કામ યાદ રાખવા માટે ઇશારતરૂપે આંખ મારી, જેનાં જવાબમાં જાંગુએ હસીને તેને સખ્યારો આપ્યો?



## પ્રકરણ—૯ મું.

વાંચક, તારી નેક નજર નેપ્યન્સી રોડ પર આવેલા 'પીરોજ કોટેજ' પ્રત્યે ફેરવ.

ડ્રોઇંગ રૂમમાં બેરોનેટ બમનશા અને પીરોજા પોતાના વ્હાલા બેટાની શાદીની ફિકર માટે વાતચિત કરી રહ્યાં હતાં.

"ડીયર, પીરોજ! ફિકર ના કર. હોરમજ જરૂર પરવીનને સમજાવી પટાવીને કંબુલી કરશે."

"પણ–પરવીન મક્કમ મનની છે. તે તેનોજ બોલ પાળશે.

"એના માટે તું ચીંતા ના કર. બધું વારે વખતે થઇ રહેશે. પરવીન છીછરી ને નાદાન છે, માટે બચ્ચાંઓનું કંઇ માનવું ન જોઇએ."

"આખર કરેને બચ્ચાંઓ નાદાન તો કહેવાય, પણ મરે! મારા રૂસીને શું ધુળ ખાધોછ કે રાંડ ઇતરાઇ મરેછ?"

'અરે! રૂસીનાં લખ્ખણ તો હમણાં હમણાં કંઈ સારાં જણાતાં નથી."

"શું જો, બમન! મારા હીરા મોતી જેવા છોકરાને જે ગમે તે બોલીયા કરેછ" માતાએ દિકરાની તરફેણ ખેંચી.

કહો! કઇ માએ બેટા યા બેટીની તરફેણ ખેંચતી નથી? પછી તે ભલે બદચલણ યા નેકચલણ હોય.

"અરે પણ ચોથે દિવસે તો મારી પાસથી એક હજાર રૂપીયાનો ચેક તારો શોભીતો દિકરો લઈ ગયો તોબી તો આજે નફ્ફટ જેવો બિજા માગવા આયો. બા, હવે તો તારા માનીતા બેટાથી હાથ જોડયા! કઈ નોકરી ધંધાપરબી ધ્યાન નથી આપતો ને બસ આખો દિવસ મોટર લઇને ડપકીયા કરેછ.

"પણ શું! જવાન જીવ, ફરે હરે નહિ તો બીજું શું કરે?"

"શું ફરે હરે, એનું કપાળ! હા. જોની વાતને વાતમાં હું કહેવાનો બી રહી ગયો કે આપુને એના લગનને માટે વાત કરવા હોરમજશાએ તેડાવીયાં છે. તે આપણે જઇએ. ચાલ, જલદીથી તૈયાર થઇ જા! વળી સવા કલાક ના લગાડતી."



## પ્રકરણ—૧૦ મું.

હવે આપણે "પરવીન–મહાલ' તરફ પરવીનનાં 'બંદગી–હોલ' તરફ જોઇયે કે જ્યાં એક નસોસ થયેલી નારી નજરે પડતી હતી.

એ નારીના બે નાનકડા હોઠો તે પાક પરવરની એબાદતમાં મશગુલ થયા હતા. તેણી ખુદાની યાદમાં મસ્તક નમાવી, દલગીરીમાં બબડી રહી હતી, "કોણ છે તુંજ સિવાય, ઓ ખોદા! મુંજ તોફાની કિસ્તીને, રાહ પર લાવનાર? અરેરે! કોણ છે, મુંજ દુઃખમહી રીબતા આત્માને અનંત

શાંતિ દેનાર ? ઓ ખોદા ! તું તો દયાળુ ઇનસાફીને પાસબાન છે. તુંજ યાદમાં લીન રહુ એ મારો અરમાન છે. તારે પગે લાગી, બે હાથો જોડી બંદગીમાં નમાવું સર, ઓ ખુદા ! તું મારી મદદે વેળાસર આવી પહોચ ને દુઃખી આત્માની પનાહ તું ધર."

ભલા ઇન્સાન ! પાક મનની બંદગી કયે વેળા ખુદાએ સ્વીકારી નથી કે પરવીનની ન સ્વીકારે ? બંદગી ! મનની શાન્તી, જીગરની આશા, તે તકદીરના પાશા સમાન છે. બંદગી વિનાનું હેવાન પણ હોતું નથી તો પછી પરવીન કેમ હોઇ શકે ?

"ઓહ આજે," બંદગી પછી પરવીન બબડી, "પપાને શું કહેવશ ? આજે મારી પાસે જવાબ માગેલો છે, જરૂરજ મારૂં કહ્યું માનશે, એ બધી વાત કહી દેવશ કે હું ફ્રીલીને ખરા જીગરથી ચાહુંછ. જરૂરજ મારા ડેડી મને હા કહેશે..............ને........."

એટલામાં હોરમજશા આવી લાગતા તેણીના વિચારોમાં ખલલ પડી. "કેમ બેટી, આજે કંઇ તું ઉદાશ દેખાયછ ?"

"પપા, પ–પા–" આટલું બોલીને તે ગુલાબ જેવી દિલકશ બેટી રડી પડી.

'રડેછ કાંય, દિકરી, બોલ શું છે ? તારા મા વીના મરેલા બાપને વધુ ના માર. તારૂં દુઃખ જોઇ મને દુઃખ થાયછ. તારા રડવાનો સબબ મને સમજાવ."

"પપા. આજે હું તમો આગળ મારા મનની ખરી વાત કહેવા માગુંછ." તે સચાઇનું જીગર બોલી ઉઠયું.

"શું કહેવા માગેછ ?"

"પપ્પા. હું લગનનાં બંધનમાં પડવા નથી માગતી."

"શું તારો જવાબ એજ છે ?' ત્યારે તો મને ભલા રૂસ્તમ તરફથી ખબર મલીછ કે તું ફ્રિલીને ચાહેછ ? શું એ વાત ખરી છે."

"પપ્પા, કદીબી હું જુઠું બોલી નથી ને હરગેજ જુઠું બોલશ નહિ, કારણકે તમો મારા વ્હાલા પપ્પાએ મને કદીબી જુઠું બોલવાનું નાલાયક શિક્ષણ આપ્યુંજ નથી, નહિ તો હું પણ આજકાલની છોકરીઓ માફક જુઠું બોલી તમારી સામે થતે. હા ! હું ફ્રિલીને મારા ખરા હૃદયથી ચાહુંછ."

આ સમજીને તે દિલકશ બેટીનો બાપ ગુસ્સાથી તડુકયો," મારોજ બાળેલો મારી દિકરીનો ઉમેદવાર ? બેટી વિચાર કર, લોક શું કહેશે ?

"બધાજ" દિકરીએ તિરસ્કારથી બોલવાનું જારી રાખ્યું, "લોકો! લોકો!! શબ્દથીજ ડરે છે. લોકો શું કહેશે? લોકો શું કરશે? અરે! કોઇ પણ દિવસે લોકોએ સારા કામને વખાણ્યું છે? લોકો એટલા બધા નીચ ને સ્વાર્થી છે કે તેમને નીચ ચુગળી સીવાય બીજું કંઇજ ગમતું નથી. એ તમારા કહેવાતા લોકો બે ચાર દિવસ ખોટું ગુલબાન ઉડાવી, પોતાની મેળે ચુપ થઇ જશે."

"પણ ફિલી તને નહિ પણ તારા પૈસાને ચાહે છે. રીતના આ જમાનામાં સૌ કોઇ પૈસાવાળી પોટટીનેજ ચાહેછ." બાપે કહ્યું, "છોકરીને ખરી રીતે ચાહનારજ કયાં છે? બધા સસરાના પૈસાનેજ ચાહેછ."

"દિલ સાથે દિલ જયા વહેછ ત્યાં પૈસા પૈસા શાના કરોછ? રીતને મારો ફિલી ધીક્કારેછ. શુદ્ધ પ્રેમ હોય ત્યાં રીતનો સવાલજ શા માટે?"

"બેટી! ધીરજ ધર! વિચાર કર વિચાર! મગરૂરી કર, તારા બાપદાદાના ખાનદાન પર! તારૂં ખાનદાન કયાં ને એનું ખાનદાન કયાં? એક રખડતા દુકતાને આપણી ઓફીસમાં 'ઓફીસ–બોય' તરીકે રાખી, ભલે ને આજે પોતાની ચંચળાઇ, પ્રમાણીકપણું ને બેહદ હુશ્યારીથી આગળ વધી મેનેજરના માનવંતા ઓહ્દા પર આવ્યો હોય, તેથી કંઇ તે ઉંચ ખાનદાનનો થઇ જતો નથી. જો હમણા હું એને નોકરી પરથી કાઢી મુકું તો દીકરી ખ્યાલ કર, એનો શું હાલ થાય?"

"ભલ ભલાઓ પૃથ્વી પર જન્મ લઇ ખાલી દેખાવની બપકારૂપી દોલતની મગરૂરીમાં અંધ બની અંતે ખુવાર થઇ આ જુલ્મી જહાન છોડી ગયા તો આપણી મગરૂરી શું બીસાદમાં?"

"દીકરી! તું હજુ નાદાન છે, તને દુન્યાનો અનુભવ નથી આ તારા બાપે દેશ ખાઇ દરવાજા ખભે મારેલા છે. જગતમાં શું ચાલી રહ્યું તેનો તને કંઇ ખ્યાલ છે?"

"પણ પપ્પા-તમેજ કહોની ફીરેસ્તાને ધીક્કારીને શેતાનની સેવા કેમ બજાઉ? એકને પ્રોમીશ આપી બીજાની કેમ થાઉં?"

"વારૂં દીકરી, દલગીર ના થા, હું ફીલીને મળી આ બાબદસર જરૂર ઘટતું કરીશ ખચીતજ ફિલી આ માટે હાથ ઉઠાવશે, હું ઓફીસ પર એને મળવા જાઉંછ ને જે તે લટકો ફટકો કરી નાખુંછ જરૂર મારૂં ખાધેલું નિમક એ દુકતો હલાલ કરશે." બાપે કહ્યું, "દીકરી જા! બાગમાં બેસી શાંત થા હું જલદીથી જવાબ લઇને આવુંછ," જતા જતા મનમાં દીકરીને ઉપલો સખ્યારો આપીને, સર હોરમજશાહ મનમાં બબડીયા, "ઓ ખોદા! તું મારા બચ્ચાને સદબુદ્ધી આપજે."

## प्रकरण—११ मुं.

सर होरमजशाहनी ओफीसना मुख्य घडीयाळमां साडाबारनो टकोरो पडी चुक्यो हतो. फीली कामकाज पर दील नहि लागवाथी पोतानी चेमबरमां बेसीने मधुर मूर्तिना ख्यालोमां राची रमी रह्यो हतो, "नेकी करशे ते आवशे साथ सच्चाइनीज सदा फत्तेह छे. ज्यां सुधी कामनां धर्म छे, छे, त्यां सुधी बुरा करतुगी कोरगाओनो भय नथी. अरे! ओ पहेलेथी चेतजे इन्शान! आशान थशे नेकीथी ;मुश्केली माग परवरना दर्शनने पसंदना कर बदीने तुं आह!" ते नेक विचारोमांथी हवे पोताना प्रेमना ख्यालो करी रह्यो, "आहा! शुं कुदरतनी अजब लीला छे! जेनुं में नीमक खाधुंछ तेनीज पुत्रीने चाहवानो अवशर खोदानी महेरथी मने प्राप्त थयो, हुं हंमेशा वफादार रहेतो आव्यो छुं, ने रहीश. परवीनना सुखने माटे हुं मारो भोग आपीश मारा मायाळु शेठनी आगळ जइ आजे खरो खुलासो करी परवीनना हाथनी मागणी करी, मारी आशाओथी भरपुर उमंगी छाती तेवणु आगळ खाली करीश. आशा—अमर छे! सौना हृदयमां वशे छे. मरतो इन्शान पण आशा जीववानी करे छे. आशावादी करे छे सफळ जगतमां अनेक भारी कार्यो, अरे! केटलीवार हिंमतथी—प्रत्न करवाथी—आशाना पासा!"

पोताना रीस्ट वोचमां जोइ ते पोताना असीस्टंट जहांगीरनी वार जोतो हतो, तेटलामांज ते आवा लागता फीलीए हरेखबेर आवकार आपीयो

"ओहो! केम, कंइ बधो खुशाल, खुशाल लागेछ?"

"हा, जरा एम छे तो खरूं!"

"नहि-तारा मीत्रने नहि कहे?"

"वळी एमा कहेवानी शुं मोटी वात छे. मारा मननी वरसोनी उमेद पार पडी छे."

फीली केटलो भोळो? पोते पोतानां दुशमन आगळ साची वातो करी, पोतेज पोताना पगमां कुहाडी मारतो हतो. ते नादान इन्शानने कांइ खबर हती के ते दगाखोर दोस्त तेने पोताना फरेबथी फुसलावी, दुन्यवी नजरोमां, हलको पाडी बेआबरू करनार हतो. शुं ते बेआबरू थशे? ते करतुगी कोरगाओनी उमेद पार पडशे?

"શું ઉમેદ પાર પડીછ ફીલી?"

"એ વાત લાંબી છે, જાંગું! પછી હું તને ફુરસદે કહીશ. હમણાં હું બીઝી છું. તું ઓફીસ તપાસજે. હું ઘરે જઇ ત્યાંથી નીકળી કાલે બધાનો પગાર થનાર છે માટે ચેક ભરી બેંકમાંથી પૈસા લાવી પાછો ફરૂછ, તેટલાં તું બધું સંભળી લેજે."

'આહા! જા, જા! હું બધું સમાલી લેવશ. તું તારે બેફીકર રહેજે." પોતાના પાસા સફળ પડતા જોઇ જાંગું મગન થયો.

ફીલી ગયો ને જાંગુંએ કરતુગી કારસ્તાનથી ભરેલું કાર્ય શરૂ કર્યું. તેને રૂસ્તમ સાથે અગાઉથી થયેલી મસલત મુજબ ફીલીની એકાઉન્ટ બુકોમાં ઘોટાળો કરવાનું શુભ કાર્ય શરૂ કીધું!........

થોડો વખત વીત્યા બાદ નામચીન કાચીનના શાહુકાર રૂસ્તમજી શેઠનાં માનવંતા મુબારક પગલાં ઓફીસમાં દાખલ થયાં! આવતાંને વાર પોતાની બહોળી, મતલબી, જબાનદરાઝીની વાકય ચાતુરી શરૂ કીધી.

"હલ્લો જેંગું! કેમ કંઇ કામકાજમાં ઘ–ણો–જ મશગુલ છે?"

"અરે તું આવી લાગો કે! ચાલ કામ પતી ગયુંછ. મેં એનાં એકાઉન્ટમાં ફેરફાર કરી નાંખ્યોછ. શેઠની ચેકબુકમાંથી ત્રણ ચાર ચેકો સર હોરમજશાહની સહી સાથના ચેકો તફડાવી લીધાછ તું તારે પેલી સામે દેખાયછ તે તિજોરીમાંથી દસ્તાવેજ કહાડી વંચે માપી જા." દોસ્તને દોસ્તે રૂડી સલાહ આપી.

"હા! હા! તું કહેછ તે બરોબર છે! હું આય ફીલીનો રૂમાલ લાયોછ તું અધર સધર બેશુદ્ધ થઇ જા. હું તને દોરીએ બાંધીને એક બાજુ ખુણામાં નાખી મુકુંછ. ચાલ તૈયાર થા."

"પછીનો તારો પાર્ટ તું ભજવી લેજે. વીશ યું ગુડ લક! નાવ, આઇ એમ રેડી ફોર ડુ ડુ માય જોયફુલ ડયુટી."



## પ્રકરણ—૧૨ મું.

કાગડા પણ કજાત નથી, કદી કદી ભજે ભગવાન,
કોરગાઓ સજાત નથી, કપાવેછ કોમના કાન.

કાળો કરતુગી કોરગો રૂસ્તમ, નાંમાંકિત બેરોનેટ બમનશાહ હીરા માણેકનો બેટો પોતાનાં કાળા કૃત્યોથી આજે બાપની મીલકત અને આબરૂ

ઉપર પાણી ફેરવનાર હતો. જે મા–બાપે નાનપણથીજ હજારો—અરે ! બલકે લાખો, લાડોમાં ઉધારી, ઉછેરી અને વછેરો બનાવીયો હતો, બધા મા–બાપનાં ગુણગાન તેમજ માતાની માયા, અને બાપની છાયાને ધુળમાં મેલનાર હતો અરેરેરે ! તે તો બાપ–માને શ્રાપ સમાન, અને યમદુત સમાન થઇ પડનાર હતો.

બદ હવસને ઉશ્કેરનાર શયતાન છે, ઇજ્જત દિલની બચાવનાર યઝદાંન છે; દુનીઆની કીસ્તીને ચલાવનાર કપ્તાન છે, ખરેખર બધાને નમાવનાર ભગવાન છે !

હજુ તો ! પોતાનું, તીજોરી ખોલી, પુરૂં કર્તવ્ય શરૂ કરે તે આગમજ સર હોરમજશા; પોતાની બેટી સાથે થયેલી બાબદની ખરી ખબર કાઢવા ઓફીશે આવ્યા અને આવતાંની સાથે રૂસ્તમને તીજોરી આગળ ફાંફાં મારતો જોઇ બે પળ અવાચક જેવા થઇ ગયા ! તે પછી ગુસ્સાથી, જનુનમાં બબાળ્યા, "કો—ણ ! કોણ રૂસી ? તું અહિંયા ?" તેનાં હાથમાં દસ્તાવેજ જોઇને, "તને મારા દસ્તાવેજ સાથે શું કામ ? મારોજ ધારી લીધેલો જમાઈ, લાખોનો વારેસ, શું ચોર ?"

આ સમજીને રૂસ્તમ બેપળ ગભરાઇ ગયો ગભરાઇ જતાં તેઓ બન્ને ટપાટપીપર આવી ગયા.

"એટલે શું મારીજ ઓફિસમાં મારી પરજ રૂઆબ ?" "તારી જીભમાં તાકાત નથી મારી સામે થવા સુદ્ધા લુબબ ! તારા કમજોર જીવનમાં જોર નથી કરવા મુજ શક્તિનું માપ" તે બેઅદબ ગૃહસ્થાઇના તરીકાથી વેગળો ગયો.

"નથી શરમ તું રાખતો, નથી રાખતો તું કોઇનોબી લાજ ? ભલે સત્યનો સાળો પહેડી કરી લે તું પાપ, ભલે ભોગવી લેજે તકલીફો રાજ જગત ધિક્કારશે, જ્યારે પાપનો ઘડો છલકાશે ત રે કાજ."

"બસ, બસ, મેં ઘણું સાંભળી લીધું !

"નથી રહ્યા પાપ કોઇનાં કદી છુપા, પાપ બોલે નહિ પણ બોલે,
પાપનો ઘડો ફુટે ત્યારે, છેવટે સાચનો પડદો ખોલે !"

"જબાન બંધ કર ! નહિ તો," એક ધારદાર હથીયાર કાઢી દાટી આપવા હાથમાં ઉછાળી, રૂસતમ બોલયો—" નહિ તો.

સર હોરમજશાએ એના હથીયારની દરકાર ન કરતા તિરસ્કારથી જોઈ કહ્યું. "શું તું એ મારશે ?"

"લોહી રેડાશે," તે બે બદામના કુત્રાએ જવાબ કર્યો.

"શું મારૂં ખુન કરશે ?"

"હા એમજ થશે," ધમકી આપવા જતા રૂસ્તમના હાથે અચાનક ખરેખર પેલું હથીયાર ભરાઈ ગયું અને ત્યાં એક નાકદર સીન દેખાયો ! લોહીના બચબચતા ખાબોચીયામાં સર હોરમજશાને તરતા જોઇ ખુનીનું દીલ દંખી ઉઠયું.

કહો ભલા, કયા ખુનીનું દિલ દંખતું નથી ? એકદમ ગુસ્સામાં આવી જઈ ખુન થઇ જવા માટે હવે રૂસ્તમ ગભરાતો હતો, પણ હિંમત રાખી, જાગુંની દરકાર કર્યા વિના વંજો માપી ગયો.

થોડો વખત વીત્યા બાદ, નિર્દોષ ફિલી "આઇ લવ હું વીસ્લ"નો માનિતો ટયુન વગાડતો વગાડતો ખુશ ખુશાળ ત્યાં દાખલ થયો, અને પોતાના માયાળુ શેઠને ખાના ખરાબી ભરેલા લાલ રંગથી રંગાયેલા ખચખચડા ખાબોચીયામાં નીરાધાર પડેલા જોઇ તે અવાચક થઈ ગયો, વળી કોઇનો કાંસવાનો અવાજ ખુણામાંથી એકાએક આવતાં, કુદરતી રીતે ફીલીની નજર તે તરફ ગઈ. ત્યાં તેને જાગુને બાંધેલો પડેલો જોયો, ફિલીએ દયાની લાગણીથી જાગુને છુટો કર્યો. પણ ભલાઇનો બદલો બુરાઇથી મળ્યો. ઉપકાર ઉપર અપકાર થયો. જાગુંએ છુટી જતા, ફીલીને તરતજ પકડયો અને "ખુન ! ખુન ! ચોર ! ચોર ! મદદ ! મદદ ! આવો ! આવો !"ની બાંગ મારી.

બાજુની ઓફિસમાના કલાર્કો દોડી આવ્યા. એક જણે પોલીસને ખબર આપી, અને બીજાએ સર હોરમજશાની બેટી પર ફોન કર્યો.

ફીલી ગાફેલ જેવો બની ગયો, તે બેગુનાહ ગોયા બેફામ જેવો બની ગયો. તે પછી પરવીન દોડતી દોડતી આવી લાગતાં, પિતા આગળ પોતે ઉંધે મસ્તકે પડી.

ઇન્સપેકટરે આવતાંની સાથેજ ફીલીના હાથમાં હાથકડી પહેરાવી દીધી "મી. ફીલી માર્શલ હું તમોને સર હોરમજશાહના ખુની તેમજ દસ્તાવેજ અને ચેકોમાંથી પૈસા ઉચાપટ કરવા મારેના આરોપસર પકડું છું,

તમારે કંઇ કહેવુંચ ?" દમામમાજ ભરાવદાર મુછો પર હાથ ફેરવતાં ઇન્સ-પેકટરે પોતે આવવાનું કારણ કહી, સવાલ પુછયો.

"હું નિર્દોષ છું" રીલી કરગરયો.

"બીલકુલ જુઠી વાત, ઇન્સપેકટર જરાબી એનું ખરૂં માનતા ના મેં એને ખુન કરતાં નજરે નજર જોયોચ, જુવો એના હાથે લાલ રકતથી રંગાયલા છે, શું તમેજ એના હાથમાથી હથીયાર નથી લીધું કે હજુ પુરાવા જોઇએચ ?" નિર્દોષને ફસાવા રૂસ્તમના સાગરીદે સાહદત પુરી.

"જાંગું ! જાંગુ !! શું તું સોગંદથી કહેચકે તેં મને મારા બાપ તોલના મુરબ્બીને મારતાં જોયો ?" ગરીબ રીલો કગર્યો.

"હા ! હા !! એક વખત નહીં એક લાખ વખત" નઠારો ટહુકયો.

"ભલે તું મને ફસાવી આજે તું સુખી થજે પણ યાદ રાખજે ના-પેકાર, નિર્દોષની હાય કદી ખાલી ન જશે" તે બહાદુર જવાન રડી પડયો.

"રીલી ! રીલી !!" મેં તને દીલ આપ્યું તેનાજ બાપનું તેં ખુન કીધું ? તે કેમ બને ? નહિ !! હું માનતીજ નથી. હા પણ પપ્પા બોલ-તાથા કે 'રીલી, આગલ જઇ પટાવીને કાંઇ પણ લટકો ફટકો કરવા જાઉછ તેથી મને શક છે, રખે તેં મારા વ્હાલા એ ગુસ્સામાં આવી જઇ...ઓહ ! રીલી !! તું તારી પ્રીયાના બાપનો ખુની ?" તે દીલકસ રમણી ધોધમાર ચક્ષુઓ મારફતે આંસુઓનો વરસાદ વરસાવી દયા માગતી ધપે, રીલીની આંખ્યોમાં જોયું.

"પરવીન ! હું દોષીત નથી," હજુ તો રીલી વાકય પુરૂં કરે તે આગ-મચ પરવીન શુદ્ધિ વિનાની થઇ ભોંય પર પછડાઇ પડી.

શું નિર્દોષ ફાંસીએ જશે ? શું ખરા ખુનીઓ છટકી જશે ?

શું ખુદાની ગેબી લાકડીનો અવાઝ મંદ પડી ગયો છે ? ખુદાને ખબર.



## પ્રકરણ—૧૩ મું.

જ્યાંસુધી લોકો છે અભણ ડગલે ડગલે,
ત્યાં સુધી સુખી ઉછળે ઢગલે ઢગલે;
ચૂશે લોહી અજ્ઞાનોના પગલે પગલે,
ધોળે દી'સના મવાલીઓ ફરી ચકલે ચકલે.

હવે આપણે એકવાર ફરીથી પેલી સુશીલા'ના ઘર તરફ નઝર કરીશું ત્યાં દેવ અને મહાદેવની જોડી નજરે પડતી હતી.

"હા! હા! હા! ચાલ પાસો તો સવળો પડયોચ દીકરા તેંબી અચ્છી બજાવી જો" રૂસ્તમે જાંગુના કામથી ખુશ થવાથી શાબાશીનો વરસાદ વરસાવતાં બોલ્યો.

"એમા શું બડી વાત છે બીરાદર, ઇન્સાનની ફરજ છે કે તે એકમેકને મદદ કરે," ફીલસુફનો ખાં બોલ્યો.

"અરે તમો બન્ને અકેલા શું વાતો કરો છો? મારોબી ભાગ કરશો યા નહિ?" સુસીલા, ઠમક ઠુમક કરતી તે હેમકોને બનાવવા આવી.

"આવ! આવ, ડીયર સુસીલા હું તારે માટે આજે ખાસ મોતીની માળા લાયોચ જો તને ગમેચ કે?" આમ કહી સુંદર માળા જે પરવીન માટે ફીલી લાવેલો અને તેને તીજોરીમાં મુકી હતી કે જે રૂસ્તમ ઉચાપટ કરી લાવ્યો હતો તે આપી સુસીલાને ખુશ કરવાની કોશેશ કીધી

"ઉ-હું! માળામાં શું બળ્યું છે? મને તો બા! કંગન ગમે છે, લાવો માળા લાવો, બીજી વેળા કંગન જરૂર લાવજો લાવશો ને?" નખરાંબાઝે નફકરાઓને નખરાંમાં જકડયા.

"વારૂં તું જા! ત્રિરકી સોડાનો બંધોબસ્ત કર," સુસીલાને હાલને કાજ પટાવીને બહાર કાઢી.

સુસીલા ગઇ.

"જો, જંગુ સમજ, બાજી હવે સઘળી તારે હાથ છે."

"શું મારે હાથ છે? ચોરી કરૂં? લુચ્ચાઇ કરૂં? શું કરૂં? જરા તો ખુલાસાથી ભસી મરની, તું વરી કંઇ પોટટી બોટટી હોતે તો જાનબી આપતે."

"જો સીરયસ વાત છે. ધાધલ ધરપચ ના કર."

"પણ જરા બકી તો મર."

"બુટ્ટો તો ખાપરી ગીયોચ પણ પેલુ વીલ ત્યાં એમનું એમજ રહી ગીયુંછ."

"હંહંહં, તેનું શું તું કરવા માગે છે?"

"ઓડાણીમાં બુસુજ નથી" રૂસ્તમે જાંગુને માન અકરામથી નવાજ્યો. "કમબખ્તમાં ભેજું છે કે નહિ, જો ધ્યાન રાખ, આય વીલ તપાસી જો એ ઉપર મેં સર હોરમશાહની સહી કીધીચ તું પેલો 'મમદુ' મવાલી

છેની તેને ખોલાવી આપી દે, એને એવાં મારા ઘણા કામો કરી આપેલાં છે, એ બહુ વિશ્વાસુ છે. પેલું ખરૂં વીલ ઘરની તીજોરીમાંથી તફરાવી લાવવા કહેને તેને બદલે આય મેં તને આપ્યુંય તે વીલ મુકવા કહે સમજ્યો, ટુંકમાં બાજી નક્કી કરી નાંખ."

"ચાલ, ત્યારે હું ગમદુને ઘરે જઇ બધું નક્કી કરી નાખુંય આજેજ રાત્રે કામ સરઅંજામ ઉતરશે." જાંગુએ ચાલતી પકડી પોતાની બાજી સફળ થવાના બેહુદા સ્વપ્નો જોતો રૂસતમ સુસીલાના મોહપાસમાં સરબત સાકીની મૌજમાં મશગુલ થતો પડયો રહ્યો.

અત્રે જણાવવું જોઇએ કે જાંગુએ આ કામ માટે રૂપીયા ૪ હજારમા ગમદુ સાથે પટાવી નક્કી કર્યું અને રૂસ્તમ પાસે તેના રૂ. ૫૦૦૦) ઓકાવાની શરત કરી હતી. દોસ્તનો ભરૂસો કેટલો તેનો આ નમુનો જુઓ દોસ્ત દોસ્તને દગે. ધુ પડી એવી મિત્રતા પર, હેક પડજો એવી ફ્રેન્ડસીપ પર, લ્યાનત વરસજો એવા દોસ્તને નામને કલંક લગાડનારાઓ પર.

---

## પ્રકરણ—૧૪ મું.

કૃપા હોય કીરતારની, તો બાલબી ન વાંકો થાય,
ભક્તિ કરી ચાહો ખુદાને પ્રેમથી, કે પાપ દફે થાય.

અફસોસ, દુન્યાનો કેવો ઇન્સાફ ? ફીલી બેગુનાહ છતાં બંદીવાન બન્યો હતો, પાપીઓ પાપ કરી જ્યારે છટકી ગયા હતા, ત્યારે તે નીખાલસ નિર્દોષ ઉંધા નસીબ ચક્કરના લખ્યા લેખની કારમી કસોટીમાં સપડાઈ ગયો સચ્ચાઇને ચાહતા દુન્યામાં બેઆબરૂ ભરેલી કલંકની કરૂણ કારમી, કાળી તીલી કપાળે વલગાડી ચુકયો હતો. હાયરે ! નશીબ ! નશીબ ચક્કરના ફંદામાં કોણ નથી ફસ્યું કે ફીલી બચી જઇ શકે ?

મોહબત કરો કે પ્રેમ કરો પણ કરમના લેખ;
ફળે જે કરમની તખ્તી પર લખાયલો મેખ.

તે બેગુનાહ બંદીવાન જેલની કાળી અંધારી કોટડીમાં પડી દુઃખનો દરયાવ રડી રહ્યો હતો. તે એકલો તરેહ તરેહના વિચારોથી મનમાં દુઃખી થઇ રહયો હતો.

'પરવીન ! મારે માટે શું ધારશે ? એક વખતનો વ્હાલો ફીલી, તેના પપ્પાના પૈસાને ખાતર ખુની બન્યો. ઓહ ! ! મને પૈસાની કંઈ પરવાહ નથી. ફક્ત મારી પરવીન મને એટલુંજ કહે કે 'ફીલી ! તું નિર્દોષ છે' તો બસ ! હું મારી સરજતને મારા હસતા મો'ને ખુશીથી તાબે થવશ"

અરેરે ! બેરહેમ રૂસ્તમ હીરામાણેક તેં શું કીધું ? બેગુનાહ ને બંદીવાન બનાવી હજુ ફાંસીએ લટકાવા માંગે છે ? શું તને ખોદાનો પણ ડર નથી ? શું 'અંતસ'ની આગમાં બળી જલી બીજાને બાલવા માંગે છે ? નાકદર હજુબી ચેત અંતસનો અંત યાને અંતસનો અંજામ બહુ બુરો છે ? કર ને જો અહીંનું અહીંયાજ છે ! 'ઇશ્વર ઇચ્છા' ભલી હોય છે, બુરી નહિ ! દારૂગાએ આવી જેલનું દ્વાર ખુલ્લું કર્યું ને કહ્યું.

"આપકુ કોઇ ઓરત મીલનેકુ ચાહતી હય, ભેજ દું ?"

"હા ભાઇ ભેજો, મુજ જયસે બદનામ હુવે આદમી કી પાસ ભેજ ડો." દારૂગો ગયો ને તે દીલકસ રમણી પરવીન કાલા શોકના લેબાસમાં સજ થયલી આવી લાગી.

"ફીલી !" આમ કહી દોડતી કે પરવીન જેલની ડરામણી કોટડીમાં

ગળે વલગવા દોડી પણ! ફીલી, બે ડગલાં પાછળ હટયો. "કોણ! પરવીન!!" તે દુઃખ અને દલગીરી વચ્ચે જુમી પડતાં બોલ્યો. "પરવીન! મેં નહિ ધારેલું કે તું એક બદનામ થયલા અભાગ્યાને આ જગા ઉપર મલવા આવશે. પરવીન! શું તું મને ખુની માનેચ?" ફીલી દુઃખથી બેબા-ખલો બની જતાં તેણીના હાથો પોતાના હાથોમાં બચડી કદતાં બોલ્યો.

"બોલ! બોલ!! પરવીન! આ દુન્યાના થોડા વખતના પરોણા તા'રા વહાલાને થોડા મીઠા શબ્દો સુનાવ ને સંતોષી બનાવ."

પરવીન ફીલીને વલગી પડતાં બોલી "ફીલી! એક ગાંડુ ઘેલુ ના બક હું તને ચાહુંચ ને તેમજ ચાહતી રહેવશ હું તને ખુની તરીકે નહિ પણ એક ઉમરના હકદાર સુખ દુઃખના સાથીને મારા સૌથી વ્હાલા તરીકે ઓલખુચ ભલે દુન્યા માને ખુની, પણ નથી હું માનવાની, રહેવશ સદા ગમે એવા હાદેસાઓ છતા વફાદાર ઉમરને જાનથી."

આહા! તે વફાદાર પ્યાર ભરી રાહત બક્ષનારા શબ્દોએ ફીલીમાં મરી ગયલી આશાનો અગની ઉત્પન્ન કર્યો.

"અહા! ધન્ય છે, પરવીન ધન્ય છે, તુને તું તારા વ્હાલાને આખર તક વફાદાર રીતે વલગી રહી છે, એજ મા'રા દુઃખમાં ખુશાલીની જલતી જ્યોત છે, પરવીન! આપણો પ્રેમ સાચ્ચો છે તો મને આશા છે કે આપણે આ દુન્યામાં એક ન થશું તો પેલી ખુબસુરત મધુર મીનોઇ જહાનમાં જરૂરજ એક થશું. પરવીન! તા'રામાં મારે માટે હજુબી જો જરા પણ લાગણી હોય તો મા'રા મરણ બાદ આ તારા વ્હાલાને યાદ કરી ગમગીનીના બે આંસુ પાડજે, પરવીન! આપણી સરજતે આપણને એક નથી કર્યા તો શું મુજાકો? એ તો જે કર્મમાં લખાયલું તેજ થયું ને ખોદાની મરજી હશે તેજ થશે."

"એમ ના બોલ ફીલી! ના બોલ" ઓ તે કેટલો દુઃખદાયક દેખાવ!

"ફીલી તારો ખુદા નગેહબાન થજો" ખુદા પાસે પરવીને મદદની આરજુ કરી.

જેલરે ખંખારો માર્યો "બખ્ત હો ચુકા હય."

તે બે પ્યારાઓને છુટા પડવાની જુદાઇની ઘડી આવી ચુકી હતી, જેમ તેમ દારૂગો બન્નેને છુતા પાઠી શકયો, તે વજ્ર છાતીવાળો જેલર

વકીલ આ દેખાવ જોઇ ચક્ષુ ભીણી કરવા વિના ન રહ્યો, ભલા કહો કોણ આવો દયામણો દરામણો ખેદયુક્ત દેખાવ જોઇ આંખ્યો ભીણી કર્યા વિના રહે ?

"પરવીન ! છેલ્લી સલામ હવે તું મને ક્યાં મળશે ? પરવીન ? પરવીન ! ! પરવીન ! ! !" તેને તેણીના બે હાથો વચ્ચે બાથોમાં જકડી લીધી. દારૂગાએ બન્નેને છોડવયાં. તેણી રડતી સુઝેલી આંખ્યોએ " ફિલી ! ફિલી ! ! ફિલી ! ! ! " પોકારતી જેલની સીડી ઉતરી ગાડીમાં બેસી ઘર તરફનો રસ્તો લીધો. ફરી એકવાર 'ફિલી' એખલો–અકેલો–અટુલો પડી વીચારોના વમલમાં ઘેરાયો.

" બસ ! મારૂં વેર ખુદા જરૂરજ લેશે, મારા સુખને કચડનારને તે પરવર મહાત કરશે, તેની આશાઓના કીલ્લાને જમીન દોસ્ત કરી નાંખશે...હું ખુદા પરજ એને છોડું છું, મારા વેર કરતાં ખુદાઇ લાકડીનો ફટકો જણુન છે."

છે જીંદગાની ચાર દીનની તો શા સારૂ ભલાઇ ન કરવી ? જગતની થોડા દીન મારેની મોહ, માયા, કાયા, છાયા, શા ખપની ? ખાલી હાથે આવ્યાને ખાલી હાથે જવાનું છે, તો શા માટે નેક કર્મો કરી નામ અમર ન કરી જઇએ ?



## પ્રકરણ—૧૫ મું.

આપણે હવે આપણી નજર મલબાર હીલ પર સુંદર ગંજાવર 'પરવીન–મહાલ' તરફ ફેરવીશું ત્યાં આજે ઘનઘોર શાંતિ જણાતી હતી, રાત્રીના બારના ટંકા પડી ચુકયા હતા, તે તરફ એક કાલો આકાર ઝાંખા પ્રકાશની મદદથી આગળ વધી રહ્યો હતો, તે આમ તેમ ચૂંચી આંખ્યો કરી અમૂક રૂમસો વટાવી પરવીનના રૂમમાં દાખલ થયો, પરવીન ભર નીદ્રામાં પડી હતી, તે દગાહીણ આકાર તીજોરી તરફ આગળ વધતાં, વચમાં ખુરશીની આંટી આવી જવાથી પડયો ને પડતા જે ધબ દઇને અવાજ થયો તેથી પરવીન જાગી ઉઠી, તુરતજ પોતાના ઢોલ્યા આગળની સ્વીચ દાબી લાઈટ 'ઓન' કીધી. ઝડપથી ટકયા તળેથી નાનકડી હાથી-દાંતના હાથાવાળી સ્વબચાવ માટે રાખેલી ઇમીટેશન રીવોલવર કાઢી બખાલી "હેન્ડઝ અપ ! જરાબી હીલચાલ કરશે તો તું ત્યાંને ત્યાંજ સુવેલો

પડશે." બહાદુર છરાની બાનુની માફક પરવીન સુકો દમદાતી કરવા લાગી. બુમ બરાડા પાડી, બધાને એકઠા કર્યો ટુંકમાં પોલીસ આવી લાગતા મમદુ કે જેને જાંગુએ મોકલ્યો હતો તેને પકડી લીધો અને તે પછી પોલીસે બધી ખરી વાતો મમદુ તરફથી મેલવી હતી તે બાદ તેનીજ પાસેથી સુસીલાના ઘરનું એડ્રેસ લઇ પોલીસ મમદુની મદદથી સુસીલાને ત્યાં દરોડો પાડયો.



## પ્રકરણ—૧૬ મું.

સુસીલાવાળાં મકાનમાં ત્યાં બન્ને મીત્રો જુગાર ખેલી રહ્યા હતા, રૂસ્તમના પાસા શરૂઆતમાં સવળા પડી હવે અવળા પડતાં હતા, જીતેલું પણ હારી જતો હતો, એની આંખ્યો સામી પાર્ટીના હાથમાં પડેલા ચકચકતા રૂપ્યા તરફ પડી રહી હતી, તે તુરતજ ઝડપી હાથ ચાલાકી કરી જાંગુના ભાગમાંથી રૂપ્યાઓ ઉપર તડાપ મારી જેટલું નાણું હાથમાં આવ્યું તેટલું લઇ નાશી જવા લાગો પણ......"ઉભો રહે દગાખોર" એમ કહી જાંગુએ એક ચાકુ કહાડી તેના ઉપર ઉગામી, જેથી રૂસ્તમ જખ્મી થઇ ત્યાંજ પડયો એટલામાં સામેથી દરોડા પાડતી પોલીશ આવી લાગી ને જાંગુના હાથમાં બેડી થોકી દીધી.

"ઇન્સપેકટર સાહેબ આએજ તે શખ્સ છે કે જેને મારી સાથે 'જુનુ વીલ તફડાવી, નવું વીલ' ડેસવવાનું સાટું નક્કી કર્યું હતું." મમદુએ જાંગુને દેખાડી પોલીસ આગળ ખરો એકરાર કર્યો. ફોન કરી બેરોનેટ અને લેડી હીરામાણેકને બોલાવવામાં આવ્યાં.

રૂસ્તમને ચાકુનો સખત ઘા લાગવાથી પુષ્કળ લોહી ગયું અને તે વખત જતાં ગંભીર ઇજા જણાઇ.

ઇન્સ...પે...ક...ટર સાહેબ, મા...રૂ...સ્ટેટ...મેન્ટ...નો...ધી...લો રૂસ્તમે પોતાનું આવી બનેલું જોઇ હવે ખરો એકરાર કરવાનું જરૂરનું વીચાર્યું તેથી તે બોલ્યો હું સર...હો...રમજ...શા...નો...ખૂ...ની...છું." રૂસ્તમ ઇન્સપેકટર આગળ પોતાનું 'સ્ટેટમેન્ટ' કરતાં પરવીન તરફ જોઇ બોલ્યો "પરવીન, મને...મા...ફ...કર...જે...પર...વી...ન...મેં...મેં... અંત...સ...ના...અગ્ની...માં...બલી જ...લી તમો...ને...દુઃખી...... કીધાંચ...તે...મા...ફ...ક...ર...જે, તું...ને...ફીલી...એક...થઇ...... સુખી...થ...જો."

ભલા કર ને જો અહીંનું અહીંજ છે, ખુદાઈ લાકડીનો અવાજ કુવો ગેબી છે? ખુદાની ખુદરતનો ખેલ ન્યારો છે, બુરાઓની બુરાઇનો અંત બુરો છે, બન્યો તે દોલતનો ચેલો, થયો તે દોલતમાં ઘેલો, પણ આખરે દોલતે શું નતીજો દીધો? સઘળું અહીં મૂકી, ખાલી હાથે આવ્યો તેમજ કુકૃત્ય કરી ખાલી હાથે ચાલ્યો ગયો. મા-બાપને હીનપસ્તીમાં મુકીને રૂસતમ પોતાના દોસ્તની છરીનો ભોગ બની તેના કાર્યનો હિસાબ આપવા દાદગરે દાદારની દરગાહમાં ચાલ્યો ગયો. બનતી પહેલી તકે પોલીસે રૂસતમને મોહકેનો એકરાર સાંભળયા પછી ફીલીનો છુટકારો કીધો અને તે બેઇજતથી બચી કોર્ટ મારફતે છુટી ગયો.

---

## પ્રકરણ—૨૬ મું.

બદનામ જે થાય, 'અંતસના અગ્ની'માં થઇ અંધ;
તેનો છેલ્લે આવે, બદબખ્ત "અંતસનો અંત".

સહવારના નવનો સુમાર હતો, ફાટેલા વસ્ત્રે એક સ્ત્રી ભીખ માંગી રહી હતી. એક બાનુશ્રી ધસારાબંધ જાંગુ ચાલતો આવતો હતો. ત્યાં પેલી ભીખારણે એની પાસે ભીખ માંગી એને અવાજ ઓળખીનો લાગ્યો, તુરતજ તેને તે અવાજ પીછાણ્યો

'કોણ, સુશીલા! તારા આ શું હાલ?"

"હા! ભાઇ જહાંગીર! હું અભાગણી પૈસાનેજ પરમેશ્વર ધારતી હતી, પૈસે કોઇના રહયો નથી અને ભાઈ રહેવાનો નથી. બન્ના બાદ હું પૈસા લઈ નાહસી તો ગઇ પણ મને દીલ્હી તરફ બદમાશોએ લુટી લીધી ને આ હાલત કરી, હું બદનામ થતી રખડતી આ હાલતે હજુ ભીખ માગી જીવતી રહી છું."

"શાંત થા, સુસીલા! શાંત થા, ચાલ મારી સાથે ચાલ" તે સુધરેલો સેતાન બોલ્યો.

"કાંહ, ચાલુ?" દુઃખના હાંદેશામાં તે ભાન ભૂલી ગયલી ભામીની બોલી.

"મારા ભલા શેઠ સર હોરમજશાહ એંટીની બેટી પરવીન કે જેને મને 'ખુનીને મદદ કરવા માટે ફાંસીએ' જતો બચાવ્યો, ત્યાં કે જયાં હમણા હું રેહવું છું, હું આજે તેઓના માયાળુ આશરા હેઠળ છેઉં ચાલ! તું બી ચાલ, તે બ્હેન દયાળુ છે જરૂરજ તે તારી આ હાલત જોઇ દયા ખાશે" પરવીનની અપકાર ઉપર ઉપકાર કરવાની રૂડી રીતભાતની તારીફ કરતાં એકવારનો કારગો કે જે રૂસ્તમની ઉશ્કેરણીથી પોતાના ઉપરી મેનેજર

ફીલી મારશલને તેના માનવંતા હોદ્દા પરથી ઉખેડી નાંખી તેની જગા પચાવી પાડવા માટે અત્યાર સુધી કાંઇ પણ કાળા ધોળા કરવાનું બાકી ન રાખ્યું, તે ભલી પરવીનની ભલાઇના લક્ષણો માટે તારીફના ઉદગારો કાઢતો હતો.

"નહિ! નહિ, ભલા ભાઇ નહિ, શું પરવીનને ત્યાં? જેના ઘરમાં અંતસનો અગ્ની પ્રકટાવી હવે ત્યાં આશરો માંગવા જાઉં? કયે મોંઢે જાઉં? નહી! નહી! તેના કરતા મરવુંજ બહેતર." દીલનો દંખ ન ખમી શકવાથી સુસીલા કકલી પડી.

"બહેન!" વાહ જાંગુ વાહ! આજે તે સુસીલાને બહેન કહી પોકારી ખરેજ નેકોની સાથે ફરવાથી બાઝે વેળા નાપાકો પણ સુધરે છે તે આપણે જહાંગીરના દાખલા પરથી જોયું છે. "બહેન! ચાલ, તું ફીકર ના કર, બસ તું મારી સાથે ચાલ."

"હું મારા ભાઇની બહેંસ આગળ લાચાર છું," ભાઇની ને ધર્મની બહેન પરતાવો કરતી બોલી.

"ગઇ ગુજરી ભુલી જઇ મારી સાથે પરવીનને ત્યાં આવ," બન્ને જણે પરવીનને ત્યાં જવાનો રસ્તો લીધો.



## પ્રકરણ—૧૮ મું.

નેકીનો રાહ ધરજો, ફત્તેહ તમારીજ છે;
બદીથી દુર રહેજો, નામ જગમાં અમર છે.

દુન્યામાં આજે જ્યાં જોઇએ છીએ ત્યાં બસ આપણે પ્યાર, પ્યારને પ્યારના કીસ્સા અને કહાણીઓ વાંચીએ છીએ અને સાંભળયે છીએ, જાહેર છાપાઓ, ચોપડીઓ સીનેમાઓ, નાટકો અને માસીકોમાં નજર કરશું તો આ પ્રેમનીજ વાતો નજરે પડશે. ઘણું ખરૂં વાંચવામાં આવશે કે કોઇ પોતાની પ્રીયતમને મા કીંવા બાપે ના કહેવાથી નાસી જઇ લગન કીધાં, તો વળી કોઇએ પ્રેમમાં હાર મલવાથી આપઘાતનું બુરૂં પગલું ભર્યું. એવી એવી કંઇએક કહાણીઓ આપણને જણાશે.

પ્યારનું રહસ્ય શું છે? પ્યાર શું છે? વગેરે જાણ્યા પીછાણ્યા વગર કેટલાક પાગલ પ્રેમીઓ એક બીજા સાથે પ્રેમમાં પડી જઇ ઉલતમાં આવી જાય છે પણ તેમાનાં કેટલાકને પ્રેમનું ભાન પણ હોતું નથી, અને તેવાઓ ખમોવ્યાની ખોટી, ખાલી, ખાકીને રસ્તે દોરવઇ જઇ પોતાનો નીરાશામાં નાશ કરે છે. આજ કાલના પ્યારની પાછળ બુરી, હવસી,

વાસનાઓ રચી રહી છે, અરેરે, વાંસનાના ગુલામો પ્યારના પોકળ ઢંબી તલ હેઠળ પારકી ઓરતો સાથે ખોટો, બુરો, આડો ક વ્યવહાર કરે છે, અને સંતતિનું બુરૂં પરીણામ આવતાં તેઓ વિચારોના વમળમાં ગોઠા ખાય છે અને તેને સમાજ યા કોમ પારકાઓ, પતિત ઘણી ભારે નીંદા કરી હડધુત કરે છે. અને તે હવસી ગુલામ પોતાનું મોઢું બીજાઓથી છુપાવી ફરે છે.

દુન્યામાં જવલેજ કોઈ બહાદુર, હીમતવાન, નજરે પડે છે કે જે કદી પોતાના પ્રેમ માટે શરમાતો નથી પણ પોતે સઘળાને કહેતો ફરે છે કે 'અમારી સ્વીટહાર્ટ !' જ્યારે દુઃખો પડે છે ત્યારેજ પ્રેમની પરીક્ષા થાય છે, પ્રેમની પરીક્ષા વેળા ધીરજની બહુજ જરૂર છે.

પણ સબુર ! વાર્તાથી બહુ, બહુ દુર જવા માટે ક્ષમા ! ! ! પરવીન ! પોતાના પરવીન મહાલમાં એખલી બેઠેલી હતી ત્યાં જહાંગીર, સુસીલાનો હાથ, હાથમાં લઈ દાખલ થયો.

"ભલી બહેન પરવીન ! હું એક દીલના દંખથી દુઃખી થતી બાઇને તમારી માયાળુ પનાહ પેષીની છાયા માટે લાવ્યો છું, દોરંગી દુન્યાનો ફટકો ખાઇ, આજેજ થયલી એ દુઃખી એક અભાગણી અબલા છે. હું હચ્છુંછ કે જેમ મને મારી બક્ષો પનાહ આપીછ. તેમ તમો આ બ્હેનને તમારી નોકરીમાં રાખી તમારી પનોતી પનાહમાં લેશો." જહાંગીર ખરાં દીલનું પહેલીવાર પોતાની જીંદગીમાં બોલ્યો.

"કોણ ! સુસીલા ?" અજાયબીથી તેણીની સાડીની સોડ મોઢા પરથી ઉગાડતાં પરવીન મીઠા સ્વરે બોલી.

"હા ! હુંજ અભાગણી, તમારો મધુર આશરો શોધતી દુઃખની હારેલી દુન્યાના ચક્કરમાં પીસાયલી, હું હુંજ કમનસીબ ઔરત છું." પરવીન આગળ ગુંઠણ મંડીએ પડતાં સુસીલાંએ દયા માગી.

તેણીની પીઠ પસવારતાં પરવીન હસી "આવ ! આવ બહેન, હોય માણસ છે, 'માણસ માત્ર ભૂલને પાત્ર', તું ગઇ ગુજરી ભુલી જા, હવેથી તું અહીંજ મારી આયા તરીકે રહેજે."

'મહેરબાની, આભાર તમારો" સુસીલા બોલી.

"અરે, હેશાન શા માટે ? હેશાન તે પરવરનો માન, એક નાચીઝ મનુષ્યે, મનુષ્યનો હેશાન માનવાની જરૂર નથી," ભલી એ ભલાઈ બતાવી. પણ ખુદરત બુરાનો બુરો અંજામ કરવા ચુકતી નથી.

એક દીવશ સુશીલા અને જહાંગીર બન્ને કાંઇ પરવીનના કામસર

ટેક્ષીમાં બાહેર જતાં હતા તે ટેક્ષીને અકસ્માત થયો સાંમેથી એક બીજી મોટરે ટકર લગાવી જેમાં બન્ને પાપીઓ તત્કાલીક મરણ પામ્યા.

*　　　　*　　　　*

બુરો આવે 'અંતસના અંત'નો અંજામ;

જે બુરી સોબતમાં ગુમાવે ખાનદાનનું નામ.

"પરવીન–મહાલ" એક વરસના બહુજ કંટાલા ભરેલા ગાળા પછી જરા ગાજ્યો હતો. કારણ આજે પરવીન અને ફ્રીલીના લગન હતાં સર હોરમશાહની વરસી પછી કંઇપણ ગડબડ ધાંધલ વગર તેઓ સાચ્ચાં પ્રેમીઓ પ્રેમની પરીક્ષામાં પાસ થઇ પરણી પરવારી ગયા હતાં."

આજના જમાનામાં એકવાર બેદરકારીથી લાડકા કરી મુકેલાં દીકરા દીકરીઓની મરજીથા સાંધેલા કારજમાં હરકત નાંખવી એનું પરીણામ માબાપો માટે કાઇંવાર સારૂં આવતું નથી આવા નાજુક મામલા વખતે માબાપોએ ધીરજથી શાંતીથી ઉંડો વીચાર કરી પગલું ભરવું ઘટે છે, કારણ કે જ્યાં પ્યાર પેવશ થયો. ત્યાં તે વીરૂધ ઉતાવળનું પગલું કોઇવાર ભારે થઈ પડે છે.




## ફેવરીટનો ફેલાવો.

એટલો તો અસાધારણ મોટો છે કે તેને પુગી વલવાને અમને તેનું લવાજમ આગ પર લેવું પડે છે, મુંબઇમા પણ બીલો મોકલી શકાતાં નથી, તેમજ લવાજમ પુરૂં થવે વધુ વખત રાહ જોવા વિના કામના બોજાને પુગી વળવા માટે ફેવરીટ મોકલવું બંધ કરવાની ફરજ પડે છે

એજ કારણે છુટક નકલ વેચનારા અસંખ્ય એજંટોના નામોનાં લીસ્ટ અમો છાપી શકતા નથી. મુંબઇ સુરત અને હિંદના દરેક જાણીતાં શેહરોમાં અમારાં બન્ને પ્રકાશનો ( ફેવરીટ, તથા વાર્તા વિભાગ ) છુટક ધુમ વેચાય છે.

મુખ્ય એજંટો—મુંબઇ–આર. એફ. અચારીઆ કાફરડ મારકેટ, વીહલર્સ–રેલ્વે બુક સ્ટોલ્સ.

વાર્ષિક લવાજમ આખાં હિંદમાં પોષ્ટેજ સુધાં–રૂપીઆ બે, હિંદની બહાર પોષ્ટેજનો રૂ. ૧ાા વધું. (જો વૉર ટાઇમને લીધે પુગાડી શકાય તો)

"વાર્તા વિભાગ" નો ખાસ વધારો.

# પટાલ પાણી યાને જહેરી નાગણ!



## સેંકડો સીનેમા, નાટકો, વાર્તામાં ન મળે તેવી ગજબ મોજ તથા સંસાર જીતવાની ચાવી પુરી પાડતી—

## ચાલુ વાર્તા—

લખનાર—રતનશાહ એફ. અચારીઆ.

(આગલાં સાંધણથી ચાલુ)

જહાંગીર સાથની હેલ્લી ધમાધમીમાં તેણે થોડું ઘણું મળ્યું હતું, અને તે તો તેને સાકરને પાછી પોતાની પક્ષમાં આંજી નાંખવાને ખાતર, સાડા બે દીનનો નવાબ બની જઇ ફડાફડ ઉડાવી કહાડયા! બાકી, મીયાં કહાં તો કહે—જ્યાંનાં ત્યાં!!

અને સાકર?—પારસી સાલામાં જુદ્દીન બલા!

ઘણા વખતથી પોતાની અસલીયાત પર જવાને સલીમ માટે તલપી રહેલી તે તેણીનો અરમાન પુરો કીધો. પણ એ માણુસાઇપણાને બદલે જનાવર જેવી હવસી જેહરીલી જીંદગી ગુજારનારી નાસ્તીક નકટી કાંઇ એટલાં ઉપરજ સબર પકડીને બેસનાર હતી? જો તેમજ હોત તો પછી દોજખના દ્વારનું કામજ શું હતું? ઝહન્નમ જેવી ચીજની હસ્તીજ શેની હોય? તો પછી દુન્યામાં સ્વરગ ને નરકનો તફાવતજ શેનો રહેત? સઘળે બહેસ્તનીજ બુલંદી નહીં રહેત?

*　　　　*　　　　*

"કયુંજી તુમનો બહોત શાહેજાદી અલબેલી બન ગઇથી કયું? અબ કયસી થીકાને પે આ ગઇ? જહાં પૈસા દેખા વહાં જલદીજ ફીસલ જાતી ઔર મુઝકો ભુલ જાતી, મગર બંદા સલીમ કે સીવા તેરા કભી ચારા હય?"

વાઘરાની ગેરહાજરીમાં સલીમ સાકરને આવી રીતે અવાર નવાર તાણા ટપલાં મારતો અને સાકર તે તાણાં હસી હસીને સ્વીકારી લેતી!

ગમે તે પણ સલીમ મવાલીનો મવાલી, દુન્યાથી ઉભરેલો અને પહેલે નંબરનો બદમાશ, વલી બદમાશોમાં વસી તે પુરેપુરો પાખંડી બનેલો, અને મેલી વીદ્યાથી સાકરનો આંખો જીવજાન વસ કરી લીધેલો, તે કાંઇ સાકર જેવી ગમે એવી ચરીત્રવાળી ઓરતનાં ફંદામાં ફસાય તેવો ન હતો.

તે જાણતો હતો કે પોતે જે જે મીઠાસદાર મીઠાઇમાં છુરી ચીજો તેણીને ખવાડી દીધી હતી તેથી તેણી તેને જનમ સુધી છોડી શકનાર હતી નહીં, તે તેણીને હરદમ તલસાવતો, સતાવતો, પૈસા કઢાવતો, બુમ પડાવતો અને એક ઓરત કે જેણી ભલા ભલા મર્દોને હથેલીમાં નચાવતી તેજ બે અખત્યાર ઓરતને પોતે તાબે કરવાને પોતાના દીલથી તે મગરૂરી માનતો હતો.

જહાંગીર સાથના સહવાસ દરમ્યાન સાકરે ઠીક ચાંચડની ચરબી જમા કરી હતી, જે કળાથી–પ્યારથી–દમસમથી–રફતે રફતે સલીમ ખેંચ્યો જતો હતો.

જહાંગીરનાં ગયા પછી વાઘરો જેમ થોડાક અરસામાં કડકો દાન થઇ ગયો, તેમ સાકરબી કડકી દીન થવા આવી હતી !

વાઘરો તેણીની પાસે ભરથારનાં ઓથાં હેઠલ પૈસા કઢાવતો, અને સલીમ એક આશકના ધાકથી પૈસા ઓકાવતો, એટલે બન્નેને પુગી વળવા માટે સાકરને વળી કોઈ સદ્ધર બીલ્લુ શોધવાની મોટી અગત હતી !

સાકર જો માંગેલું નહીં આપતી તો વાઘરો બુમ મલીદા જમાડતો ને ચીડરાં ફાડી મોટું રમખાણ મચાવતો.

વળી સલીમને તેણી કહેતી કે મારી પાસે કંઇ નથી, તો તે ઘેર છોડી ચચારને આઠ આઠ દહાડ ચાલી જતો, જેથી સાકરને સલીમની ગેરહાજરીમાં પોતાનું ઘર જાણે કડવા આવે એવું લાગતું ને સલીમ વગર તે એક તાજી લેવટી લોઢી પર સેકવા મુકી હોય યા દરીયાની મછી પાણીમાંથી બહાર કાઢી હોય તેમ તરફડીયાં મારતી હતી !

આખરે કંઇ કંઇ બાહને પટાવી સટાવીને તે આવતો કરતી અને તેના ઉપકારમાં સલીમ, રોકડા, ઘરેણાં ગાંઠાં, ઘડીયાલ, વીંટી, બંગડી ભરેલી સાડી વગેરે મારવાડીને ત્યાં નાંશ જો બેસાડી આવી જુગાર ને દારૂના લખથી ત્રુપ્ત થતો ત્યારેજ ધરાતો.

જરા પણ પૈસાની આનાકાની સાકરે બતાવી કે તેણીને કેમ રૂમ–રૂમ બોલાવવી તેની "માસ્તર કી" સલીમના હાથમાં આવી ગઇ હતી અને એ રીતે જેમ ગાય કસાઇને ધારે–તેમ જેહરીલી સાકરને સલીમજ પુરો પડતો હતો.

જે જે જવાન કે બુઢાઓને સાકર પોતાની મોહીનીથી ફસાવતી હતી તે સઘળાઓનું વેર એકલો સલીમજ તેના પાસેથી વસુલ કરતો હતો!

જુઓ, એબી ખુદાનીજ ખુદરત કેની ?

આવા મામલાથી સાકરને તેના બીજા માનીતાઓ તો નહીં —પણ જહાંગીર વારંવાર હૈયે ચડી આવતો—અને વાઘરા ને સલીમની સુજે જહાંગીર જેવા માણસ સાથે પોતે ચલાવેલી ચાલ માટે અત્યાર નવાર પરતવો કરતી હતી.

અલબત તે પસ્તાવો એક પ્યારના કરતાં પૈસાની પાંતીનો વીશેષ હતો! ખરેખરો પ્યાર તો તેણી સલીમને અર્પી ચુકી હતી. તેણી સલીમનાં હાથમાં ગેયા જનમ સુધી પુરેપુરી વેચાઇ ચૂકી હતી, કે જેવું જોડાણ હજારો સાટાખત અને લાખો લગનથી ન થાય તેવું કામ સલીમે ખવાડેલી એક ચપટીભર ચીજે બજાવ્યું હતું.

સલીમ જેવા અક્લાતુંન જાદુગરને છોડી તેણી મહીનાઓથી જહાગીર સાથે કેમ નહી શકી તે એક અર્વાચીન મોજેજેજ સલીમ સમજતો હતો, બાઝે વખત સલીમ જાંહગીર ઉપર વહેમાયો પણ હતો કે તેની વસીકરણ વીદયા તે તોડતો હતો કે શું ?

એક દહાડો વાઘરો રાત્રે ખુબ ટંપાળ ચહડાવી ખુબ લેહરમાં સાકર માટે ખુશ ખબર લાવ્યો.

"સાકર, સાકર, કાંહ ગેઇ, સમજેછ કે આજે "આંક ફરક "ના છક્કા પંજામાં ઘણુ હું હારી ગયો તે મને એક નવા દોસ્તે સો રૂપીઆની મદદ કરી બચાવી લીધો મારી પાસે જે હતું તે સાફ થઈ ગીયું ને એક અરઘીબી પાસે રહી નહીં, છાંતો પાણીબી બીચારાએ તેનેજ પીવારયો તું શું ધરેછ તે કોણ હુતો?"

"હોસે કોઇ વ્યાજખાઉ પઠાણ અઠાણ કે મુસલમાન! તમારો દોસ્ત વરી બીજો કોણ હોય, પણ પછી તેનું શું?"

અરે મુસલમાન ને પઠાણ તો તેના આગળ પાણી ભરે! આય તો કેયાનનપહેલવાન છે—નરો પહેલવાન! સાકર શું તારી આગળ તેની તારીફ કરૂં અહાહા! બારસો સાત ફુટ તો ઉચો ને મોહણું તો એવું ગુલે ગુલાબ કે હું કેહુંછ કે બેહસ્તી રૂસતમ પહેલવાનનીબી એવી પેશાની નહીં હોશે! એક તંબુ થોઇીને રૂપીઓ રૂપીઓ ટીકીટ કહારી હોય તો તેને જોવા હજારો બૈરાં તુટાતુટ પારે!!"

ઓહ ! હા–હા–હા–હા ! એ શું બકોછ, એટલો બધો સરસ છે ! તાહરે તો એક દાહરો અહી લાવોની ?"

"ઓ યસ, હું જરૂર લાવશ. હજી તો આજે પહેલ વહેલીજ પીછાણ પરીછ, એક તેની "નરગીસ" નામની નાહ્લી બહેન છે, તેનો વર બે ત્રણ વરસથી જુદોજ રહેછ, તેઓને સાથે મેળવી આપવાનું કામ તેને મને સોપ્યુંછ, જો તેમાં હું કંઈ ફાવ્યો તો એ પહેલવાન શેહરીયાર આપરોજ છે !

"અહં, તે તેની બહેન એમ વરથી જુદી કાંય પરી ?"

"લે,–એટલુંબી વરી નહીં સમજતી ? નરગીશ કદે તો ઝીણી છે પણ ખુબસુરતીમાં તો બઈ જેવીજ ગુલે ગોલાબ છે, જયારે નરગીશનો વર મારા જેવો સકર મંદેરી સીધી જેવોજ છે, તેથી નરગીશે કંઠે જરા જીવ બહેલાવ્યો હોશે, તેથી તેનો વર રીસાયેોછ ને નરગીશને તેરતો નથી !"

"તેથી શું તમે બેઉ માટી બૈયરને એક કરી આપશો ?"

'શટ નહી ! દો શીર આપસમે લડાના, એ તો બડા સવાબકા કામ હય ! બેઉ માંથી સીધે સલુકે મલ્યાં તો સહી, નહીં તો પછી આય બાજુબી બંદો છે. જોઇ લઇશું.



## પ્રકરણ—૪૧ મું.

વાધરો જેને જેર કરવા માંગતો તેને કરી શક્તો. તેનો દેખાવ, રોબ, તોર દોર બધું એવું હતું કે, સામો માણુસ સ્વપને પણ જાણી ન શકે કે તે આવો વીંટી પરનો નંગ હતો !

અને સાકર પોતાની આંખનો ઇસારો એક તીર સમાનજ ફેંકતી જે તીર ધારેલી જગાએ એવો તો આબાદ જઇ પડતો કે તેને વીંધીજ નાંખતો !

ખોદા કરે ને આવાં બીલોરી જોડાં દુન્યામાં હોયજ નહીં ને, હોય તો બહુજ થોડાંજ જીવવા પામે ! નહીં તો દુન્યા હજાર વરસ ચાલતી હોય તો સો વરસમાંજ વગર શકે ખતમ થઈ જાય !

એક દીને રાત્રે વાધરો પેલા કોઇ કહેવાતા પહેલવાનને લઈ દોડધામ કરતો આવી લાગ્યો. અને સાકર ને સલીમનાં પોકારો મારી ઘેર ગજાવી નાંખ્યું.

"જી–જી આવીજી !"

"તે તુંને કેટલી હાંક મારૂં કાંહ ગઇતી ?–આય આપરે ત્યાં કમાનીયન રૂસતમ પહેલવાન નવે જનમે આવી લાગાછ તે જોતી નહીં કે ?

હવે ચંદરોઝમાં ઇરાનની આગલી જાહોજલાલી પાછી ફેલાશે, અને જરથોસ્તી ટોળાની ઓલખાણ થઇ જશે!"

"હી હી હી હી!" સાકર પોતાના સપલજીની ઝબાંદરાજીથી ખડખડ હસી પડી. "આવોજી, તમુંને જોઇને હું ઘણી ખુશી છેઉં!

"ડગલો બગલો કહારો, માથાં પરથી કલીંગર ઉતારો—ઘેર તમારૂંજ છે, બેસો, ખાવો, પીવો ને મજાહ કરો—કંઇ શરમાતા ના. તમારી તારીફ મારા ધણીજી કેટલા દહારાથી કરતા તા; કે તમે ઇરાંનીઓમાં એક અજબ પેશાનીના માણસ છેવ. ને હું તમુને જોઇને હરખાઇ ગેઇચ કે ખરેખરજ તમે નકરા પહેલવાનજ લાગોછ"

"શુમે મારા હારીપ ખારોચ તે શુમારા લાયખી છે, હું મુંબઇમાં ઘેણા વારષ કહારી, શુમારા જેવા છબરાક ને ખુબસુરત છોકરી ખોઇ નેહી જોયા વારૂં ખુદા તમોને સલામત રાખે. ખોઇ છોકરા બચ્ચાં છે કે?

"છોકરામાંબી હું ને છોકરીમાંબી હુંજ—હી હી હી! મારા વર એવા આકરા ને લોકની સેવા ચાકરી કરનારા પરમાર્થી છે કે છોકરાં બચ્ચાંની જંજાલ નહીં હોય તેજ સારી! કેમ પછી તમારાં બેહન નરગીશનું શું થયું, તેનો વર ઠેકાણે આવેચ કે, નહીં તો—"

"અરે સાકર હું જરા અહીં જઇ આવુંછ હં, તું એવણુ સાથે વાતચીત ચલાવ, શેહરીયારજી, હું જરા અહીં કામ છે તે જઈ આવુંચ હં, તમે સુખેથી અહીં બેસજો. જરા અહીંની હવા તો જો જો, અલબત તમારી બ.હન્ડરની વાડી જેવી હવા તો નહીંજ હોય કેની?" અને તે હસતો હસતો ત્યાંથી વીદાય થયો

સાકર, છાંતા પાણીની બાટલી અને તે સાથની બીજી સામગ્રી એક ટીપાઈ પર મુકી શેહરીયારની લગોલગ બેઠી અને એકી તગરે ટીકીને તેની ઉંચાઇ, તેનો ગુલાબી ચહેરો, રાથોડી હાથ પગ જોવા લાગી અને તે ઉપર મુજબની બીજી ત્રીજી વાતો ચલાવતી રહી.

સાકરનું ચાલાકી ભર્યું વર્તનજ એવું નીરદોષ દેખાતું હતું કે હરકોઈ માણસ તેને જોતાંની સાથેજ તેણીને માટે ઉંચો વીચાર બાંધે.

"જરા લેવનીજી શરમાવોચ શાના? શેહરીયારનો એક રાથોડી હાથ ઉંચકી બાટલી આગળ કરતાં તેણી બોલી." મરેરે તમારૂં દીલ ને મોહણું એવું લોહીયાર છે કે હું ચાર ઘડી જાણે ખાઉં પીઉં નહીં ને તેજ જોયા કરૂં, હું તમારી આગળ બેઠીચ તે કેવી લાગુંછ, જાણે એક હાથી આગળ મગતરૂં! હી હી હી!"

"ચાલોજી હું જાયછ, હવેથી મને ભાઇન્ડર જાવાના છે ને ફેરથી ગારી નેઇ માલેછ."

"અરે નહીં રે-ટ્રેન તો ઘડી ઘડી જાયછ ને નહીં શાની મલે?"

"હાજી ટ્રેન્થો ઘેણા છે, પણ તે ભાઇન્ડર ઉભો રહેથો નાથી."

"અહં હં હં! તે ભાઇન્ડર ફાસ્ત જતી હોશે. પણ તમે જશો તો મારો વર ગુસ્સો કરશે. એવણુ આવેનેજ જજોની? કેમ, મારી આગળ બેસવા નહીં ગમતું?"

"આરે નેહીરેજી થામે તો ફારેસ્થા છે, હું મારી આંખથી એસું, લેખીન મને ઘેની આવારૂં થાયછ."

અંતે એબાર પેલારની વાત કરતાં વાઘરો આવી લાગ્યો અને થોડીક પોતાના ફ્રેંડની આગતા સ્વાગતા કરી તેને ગ્રાંટરોડ સ્ટેશને માથે મુકવા ગયો.

શેહરીયારને જતી વખતે સાકરે બીજી વખત આવવાની અને સાથે નરગેશનેબી લાવવાની ઘણી બોહશા બોહસી કીધી અને તેના જંગી હાથના પંજામાં પોતાનો નઝુક નરમ હાથ આપી સેકહેંડ કરતાં ઘણીવાર હાથ તેણીએ તેના હાથમાં મુકી રાખ્યો.

શેહરીયાર ઘણોજ ખુશ થઇ ગયો અને બીજીવાર આવી ફરેસ્તાસમ છોકરી આગળ આવી બે ઘડી વાતો કરવાનું તેનું મન જરૂર લલચાયું.

શેહરીયારની ઉમર ચાલીસેકની હતી. તેના દેખાવનું વર્ણન કરવાની જરૂર નથી. લાંબી મુંછ, મોટો ગુલાબી ચહેરો અને પોહળાઇ ઉંચાઇ અસાધારણ હોવાથી તે એક પહેલવાન જેવોજ લાગતો હતો. તેની બહેન નરગેશની ઉમર ઓગણીસની હતી. તેણી બેજ વરસથી કોઈ મીસ્ત્રી નામના પારસી સાથે પરણી હતી પણ સંસાર સુખી નહીં નીવડયો અને હાલ ભાઇને આશરે પડી હતી. તેના ભાઇ શેહરીયારનો ભાઇન્ડરમાં ફલ ફ્રુટની વાડી હતી. અને પાંચ પઇસે સુખી હતો.

શેહરીયારે ભાઇન્ડર પુગવા પછી નરગીશ આગળ વાઘરા તથા સાકરની પુષકળ તારીફ કીધી અને એવાં પ્રમાથી માણસોની દોસ્તી થઇ તેથી તેઓ સુકાના કરવા લાગયાં.

શેહરીયારે કહ્યું કે "તારા વર સાથ સલાહ કરી અપાવવાનું વાઘરાએ માંથે લીધું છે. ને જો નહીં માને તો કાયદાથી તેને જેર કરવા તેને કહ્યું છે. અને તે જેર કરશેજ કારણકે કાયદા કાનુનથી તે ઘણો હુશીયાર ને જાણકાર છે; વળી એક દહાડો તુંને સાકરે મારી સાથ બોલાવી છે. આપણે જઈ આવશું.'

નરગેશે હા પાડી, અને તે બન્ને ભાઇ બેહને એક દહાડો સવારથી વાઘરાના પરોણા તરીકે તેને ઘેરે ઉતરી પડવાનો ઠેરાવ કીધો.

## પ્રકરણ—૪૨ મું.

**[પાપ કે પાપનો બાપ? સજાનો સફો! કસોટી—દીકરાના ઘરમાં ચોર ભરાયો—તે પણ ચોર કોણ? સગો બાપ! સંજોગનો ભોગ! બનાવતી મરણ તે વળી કેવું? એક ફકીર તરફની મોટામાં મોટી દોલત શું? માત્ર એક શબ્દ! નવા શીકારની તૈયારી! ભૂત મરે ને પલીદ જાગે!! ચોરને ઘર મોર!!]**

આજનો સુધરેલો જમાનો પાપ કે ગુનાહની સજા મલે એવું માનતો નથી, તે ખુદરતને પિછાણતો નથી, અધમ કૃત્યથી ડરતો નથી, બસ—"આજકી બાત આજ, કાલ હય ઓર અલ્લાહ હય!" જ્યારે ઇનસાન હરકોઇ દોઝખી કામો કરે છે ત્યારે તે એમ કદીબી વિચાર કરતો નથી કે તેને મોડે વહેલે તેની સજા થશેજ તે માહોમ પોતાની ખુશાલી અને મોઝની ધુનમાં વધ્યો જાય છે.

પણ પછી—? જુઓ, ખાનબહાદુર જહાંગીરશાહનો અવતાર!!

જહાંગીરે ગમે એવી ચોખ્ખી જીંદગી ગુજારી, અનેક ભલાઇ અને પુણ્યનાં કામો કર્યાં, તે છતાં સાકર જેવી બદજાત સ્ત્રીની જાલમાં તે ફસ્યો; પોતાનાં બૈરી, બચ્ચાં, ઓધ્ધો, ખાનદાન, સર્વ ભૂલી જઈ બધું ધુળમાં નાંખ્યું, તે શું પાપ નહીં તો પાપનો બાપ હતો?

એક માનવી મરી ગયા પછી તેને બેહસ્ત મલે છે કે દોઝખ તે કોઇ જોવા જતું નથી, પણ જીવતાં જીવત અહીં ને અહીંજ જે પાપની કાતીલ સજા ભોગવે છે, તેજ આપણને જોઇને ધડો લેવાનો છે એક ચોર ચોરી કરે તો તે એક સાધારણ માણસથી પણ છુપ્યું રહેતું નથી ત્યારે ચોરી કરતાં મોટો ગુનાહ કરે તો તે ખુદાથી કેમ છુપ્યું રહી શકે?

ખા. બા. જહાંગીરશાહની હાલની કમનસીબી તેનાં પાપનેજ આભારી છે તે કોણ ના પાડી શકે એમ છે?

તે એક ધણી કે બાપ છતાં પોતાના બૈરી બચ્ચાં આગળ જાહેર થઈ શકતો ન હતો, પણ બગીચાના એક લાકડાંના પેટારા પર ચહડી બારીનાં વીનીશનમાંથી ચીમાઇને ચોરી છુપીથી જોઇ સધ્ધારો મેળવતો હતો, તેમાંબી તેનાં નશીબે દગો દીધો, અને તે કમબખતીના ઘેરાયલાની ઉપર એક રસ્તે ચાલતા સીપાઇની નજર પડી, અને તેને ચોર સમજી

ગલચીમાંથી પકડી તેને પેટારા સુધાંજ જમીન પર "ધરાર" દઇને પટક્યો. અને તેનાં ભયભીત અવાજથી જહાંગીરનાં કુટુંબી, બાહેર શું ઘોંઘાટ હતો તે જોવાને જમતાં જમતાં દોડી આવ્યાં.

વડા દીકરા સોહરાબે તે કોઇ ફકીર જેવા બુઢા સખશને સીપાઇઓના ડંડુખા ખાતો બચાવી લીધો. તેને દુરથીજ "ખબરદાર" કરીને અવાજ કીધો અને ત્યાં દોડી આવ્યો.

સોહરાબને જોતાંજ સીપાઇઓ તેને મારતા અટકી ગયા; કારણ કે હમણાંજ થોડા દહાડા થયા સોહરાબ તરફથી પતેતીની બક્ષીસ તેઓને મલી હતી; અને તેથી તેને 'ખબરદાર' કહી તે ફકીરને મારતાં થોબાવ્યા એટલે તેઓ હાંહે બાંહે થઇ જઇ અટકી ગયા.

"શું છે! મારા કંપાઉંડમાં આય ગરીબ ફકીરને તમે લોક હેરાન કાંય કરોછ?" સોહરાબે સીપાઇઓને પુછ્યું.

"જી, નહીં, એ ચોરી કરવા માટે તમારી બારી ઉપર ચહડતો હતો તે મેં એને નજરો નજર જોયો. તેથી એને પકડયો અને નાહસી નહીં જાય તેથી અમારા સરેસ્તા પ્રમાણે જરા ડોદરો કીધો, બધી વાત મુકી, પહેલે તમારૂં કંઇ ચોરાયું હોય તો તપાસી જોવો.

સોરાબે પાછળ ફરી પોતાની માતા અને બાઈ મહેનનાં મોંહ ભણી જોયું. અને પછી કહ્યું–"નહી અમારૂં તો કંઇબી ચોરાયું નથી."

"તે બનવા જોગ છે!"

તે સીપાઇએ કહ્યું. "કારણ કે જેવો ચોરી કરવા જવાની તૈયારી કરતો હતો તેવોજ મેં એને ઝીલી લીધો! તમારાં સારા નસીબે મારી એની ઉપર નજર પડી ગઈ તે ઠીક થયું, નહિ તો એ પોતાના જોડયાઓને બોલાવી લાવી અરધી રાતે તમારા ઘેરમાં ખાતર પાડયા વગર રહેતે નહીં." અને એટલું બોલી તે મારની કળથી જમીન પર પડેલા ફકીરને એક લાત મારી ઉઠાડવા લાગ્યો.

"છટ છટ, તમે લોક એક બુજરગ માણુસને એમ ના કરો." સોહરાબે કહ્યું.

"ઠીક છે અમે એને બડી હીફાજતથી ચોકી પર લઇ જઇશું પછી કાંઇ છે!" એક બીજો સીપાઇ બોલ્યો.

"ચોકીપર શાને વરે? એને કંઈ અમારી ચોરી કરી નથી!"

"ચોરી કરી નથી, પણ ચોરી કરવાની કોશીશ તો કરી છે? તે ચોરી કરવા બરોબરજ છે."

"અરે રે!" વચમાં દીનબાઇ બોલી ઉઠયાં.

"આવો અથા તથા થઇ રહેલો બીચારો ફકીર, જેનાં ચીંદરાંના ઠેકાણાં નથી, તે ચોરી શું કરવાનો હતો? સોહરાબ, બાવા એ લોકને સમજાવ ને બીચારા ગરીબને છોરવ."

"હા, મમા મને બી એને જોઇને ઘણીજ દયા ઉપજે છે એનું મોહડુંજ એવું ગરીબ ગાય જેવું છે કે એવા ચહેરાનો માણસ ચોરી કરે એ માનવા જેવુંજ લાગતું નથી, બીચારાનું ભેજું બરોબર નહીં હોશે તેથીજ અહીં ભટકયા કીધો હોશે."

"જોવો સીપાઇઓ, કંઇ નહીં તો મારે ખાતર આય માણુસને છોડી દેવ. તે કંઇજ કસુરવાર નથી ને એને વીશે હું કંઇબી ફરીયાદ કરવા કે એને ચોકીમાં પુરવા દેવા ઇચ્છતો નથી."

"જો તમો શેઠ એમજ કહેતા હોવ તો અમે અહીંથી એને છોડી દેવા તૈયાર છઇયે, પણ ભવીશ્યમાં સંભાળજો. આવા એક સપડાયલા માણુસને જતો મુકવો એ કોઇ વખત પસ્તાવા જેવું બને છે." એક સીપાઇએ કહ્યું અને સઘળા જણે સોહરાબને સલામ કરી પેલા ફકીરી અવતારને ત્યાંજ પડતો મેલી ચાલતી પકડી.

સીપાઇઓ ગયા પછી સોહરાબે પેલા ફકીરને હાથ આપીને જમીન પર બેઠેલો ઉઠાડયો, અને તેને કંઇ જમવાનું જોઇતું હોય તો તે આપવાની ખુશી બતાવી.

તે ફકીર (જહાંગીર) ઉભો થયો, એટલે સોહરાબે અને તેની માતાએ કંઇક દીલસોઝીથી તેને અનેક સવાલો પુછયા, જેનો એક પણ જવાબ આપવાને બદલે તેની આંખમાંથી આંસુઓની ધારા વહેવા લાગી.

આ દેખાવ જોઈ દીલસોઝીથી દાઝીને દીનબાઇ અંદરથી એક ઠલો ભરીને જમવાનું લાવી અને તેની નજદીક ધર્યું.

પણ તે ફકીર કે જેના જીગરની અંદર દુન્યાભરની ઉઠલ પાઠલ થઇ રહી હતી તેને ખાવાની ચીજ ઉપર દીલજ કેમ લાગે?

તે તદનજ નરવશ અને નીશોશ જેવો થઇ ગયો હતો. તેના હૈયામાં પાપનો કાપ ને જબરો પશ્ચાતાપ ગોથા કલ્પાંત ઉઠાવી રહયો હતો.

સોહરાબે તેને બે બુક ખાઇ લેવા ગમે એટલી વીનંતી કીધી, પણ ફોકટ, છેલ્લે તેને ફકત બે હાથ પોતાના કપાળ ઉપર ઢાંકી દીધાં અને નહીં ખાવા માટે માફી ચાહી, અને તેને ત્યાંથી વિદાય થવા ઇચ્છયું.

અફસોસ! તેનાથી આ અજબ સંજોગી દુઃખ સહણ થઈ શકયું નહીં, તે છતો બાપ છતાં પોતાનાં બચ્ચાંને ભેટી શકયો નહીં, અંતે સોહરાબે તે વીચીત્ર જેવા ફકીરના હાથમાં એક પાંચ રૂપીયાની નોટ મુકી અને કંઇબી ખાઇ પી લેવા કહ્યું.

તે નોટ તે બાપે સ્વીકારી અને પોતાના દીકરાની પીઠ ઉપર હાથ મુકી "જીવતો રહેજે દીકરા" એટલા આશીરવાદના શબ્દો બબડી, તે એકદમ ત્યાંથી એક ઘેલા માણુસની માફક ચાલી ગયો.

બસ! જહાંગીરનું દીલ હવે દુન્યાદારીથી એકદમજ ઉઠી ગયું.

તેને આખી જીંદગીમાં નહીં ખમી શકાય એવાં દુખો અને અપમાનો છેલ્લો સાહરથી છુટો પડયા પછી—ખમ્યા હતાં પણ આજે સીપાઇઓએ લાત મુકીથી પોતાનાં ઘેરમાંજ તેને ચોર સમજીને ગુંદી નાંખ્યો તેવું મનકષ્ટ અને વેદના કોઇ કાલે તેને સહન કરી હતી નહીં, તેના બૈરી બચ્ચાંનું મોંહ જોવાનો ને તેઓને સુખી જોવાનો અરમાન હતો તેમી પુરો થયો. હવે તે ત્યાંથી નીકળ્યો તે ગોયા મોતનેજ ભેટવા ગયો. થોડેક દુર જવા પછી તે રસ્તામાંજ ટુટી પડયો, અને બેસુદ્ધ હાલતમાં એક કુત્રાં મીસાલ એક ઠેકાણે પડી રહયો.

રસ્તે જતાં આવતાંઓમાંથી આવા એક રસ્તે રખડતા ફકીરને માટે કોણ પરવાહ કરે? મોડી રાત સુધી તે ઉઠયો નહીં, એટલે એક સીપાઇએ પોતાની ફરજ સમજી તેને ગાડીમાં નાંખી હોસ્પીટાલમાં મોકલી આપ્યો.

* * *

હૉસ્પીટાલમાં દોઢ દીવસ સુધી તે બેભાન હાલતમાં રહી.

તે પછી સેજસાજ સુદ્ધીમાં આવતાં તેને પોતાના બેટાને મળવાની લગર કીધી અને એક ગાંડા માણસ મીસાલ લવવા બકવા લાગ્યો.

તેને બ્રેન ફીવર થઈ અને પવન થયો. જે દરમ્યાન નરસો તથા ડોકટરોને તેને સંભાળવો પણ ભારે થઇ પડયો.

અંતે એક દીને તે મરતી વખતની સુદ્ધીમાં આવ્યો.

હૉસ્પીટાલ માહેલા એક નોકરને બોલાવી પેલીજ સોરાબે આપેલી રૂપ્યા પાંચની નોટ તેને બક્ષીસ કીધી અને તેને ઠેકાણું આપીને કહ્યું કે ફલાણે ઠેકાણે જઇ ફલાણા માણસને બોલાવી લાવ, તેના આગલ મને અગતની વાત કરવી છે.

તે નોકરને પાંચ રૂપીઆ મળેલા હોવાથી તે આપેલે ઠેકાણે તુરત ગયો અને ત્યાંથી જઇ, મરવા સુતેલો એ ફકીર કાંઈ અગતનું કહેવા તરત બોલાવતો હતો એમ સોહરાબને કહ્યું.

"મને બોલાવેછ? તું કોઇ ભૂલતો હોશે! કોઇબી ફકીરને હું ઓળખતો નથી." સોહરાબે કહયું.

"સાહેબ, હાલ પુછપરછ કરવા ને વાતચીત કરવાનો વખત નથી, તમે તરત મારતી મોટરે ચાલો, નહીં તો તે શું કહેવા માંગે છે તે તમે જાણી શકશો નહીં ને તેનો પ્રાણ ચાલી જશે."

સોહરાબ તરતજ પોતાની માતાની રજા લઇ હૉસ્પીટલમાં દોડી પોંહચ્યો પેલા મરવા સુતેલા ફકીરને જોતાંજ સોહરાબે તે દીવસનાં ફકીર

તરીકે તેને તરતજ પીછાણ્યો, અને તેના હાથમાં સેકહેંડ માટે હાથ આપી તે શું કહેવા માંગતો હતો તે પુછ્યું.

પ્રથમ તો તે ફકીર ફરીથી ધોધમાર રડયો, જ્યારે છાતીને થોડીક ખલાશી આપી ત્યારે ધ્રુજતે અવાજે બોલ્યો.

“દીકરા, તારો બાપ જહાંગીર તમે લોક ધારોછ તેમ ખરેખર મરી ગયો નથી પણ હજી જીવેછ.”

“હેં! એ તું શું બકેછ, તેવણ નો મુંબઇમાં આજ કેટલો વખત થયો રેલવે તળે કચરાઇને ગુજરી ગયાય ને—”

અને અત્રે તે બાપે તે દીકરા આગળ પોતે કલકતેથી ઉપડયો ત્યાંથી તે પાછો તેની સાલગ્રેહને દીને તેનાં ઘરે છેલ્લો આવ્યો હતો ત્યાં સુધીની સઘળી હકીકત ખરેખરી કહી દીધી, અને તે બીના તદન ખાનગીજ રાખવાની તાકીદ કીધી.

જે સાંભળી તે નેક દીકરો રડી પડયો. અને ફકીરી અવતારના બાપને બેધડક ભેટી પડયો.

“દીકરા—મારા આગલાં બનાવતી મરણ પછી મારો જે કાંઇ વારસો હીસ્સો તમો લોકને ઘટતો હતો તે મળી ચુકાય. પણ એક મોટામાં મોટી દોલત જે આજે તુને આપવા અહીં વેર મેં બોલાવ્યોય તે એજ કે **પોતાની પરણેતર, પછી તે ગમે તેવીજ બુરી હોય, તેને છોડીને પરાઇ બૈરીનો ભરૂસો કરતો ના, અને ગમે એવી લાલચ બતાવે પણ તેના દાવમાં ફસતો ના.”**

અને અહીં તે કમબખત પીતાં મોહલતની તાણ તોડમાં પડયો. ગોયા તેનો જીવ માત્ર ઉપલું કહેવા માટેજ લટકી રહયો હોય તેમ છાતી ખલાશ કીધા પછી તે મરણ પામ્યો

ઓ ઝેરીલી નાગણ—સાકર! આ તારો કેટલામો ભોગ?

(અપુર્ણ.)

**બાહેર પડી ચુકેલાં પુસ્તકો:—**

**૧ થી ૧૬ નંબરની વાર્તાની ચોપડી ખલાસ થઇ છે.**

૧૭ અદેખાઇનો અંધાપો
૧૮ નાર નીરાધાર
૧૯ પર પ્રેમી પ્રેમ
૨૦ પુર્ણ પતીવ્રતા
૨૧ રૂપની રાણી
૨૨ છીછાછલીનો અંત
૨૩ ચતુર ચાતુરી
૨૪ કુદરતની કરામત
૨૫ પરણું યા તો મરૂં!
૨૬ પ્રેમ શકતી
૨૭ ડોળતી દયાનત
૨૮ તોખમમાં તસ્લેશમ
૨૯ બળવંત બળીદાન
૩૦ દિલાવર દિલબર
૩૧ ફીકતનો ફાંફા!
૩૨ કન્યા કસોટી!
૩૩ તગદીરનું ત્રાજુ
૩૪ કમબખતીના પારાવાર!
૩૫ પ્રેમનો પરમાર્થ
૩૬ ખુબસુરતીના ખેલ!
૩૭ ગમ્મતનાં ગાબરાં
૩૮ માયાકુળ મહિલા
૩૯ દયાનત તેવી બરકત
૪૦ વ્હેમની વિપતી,
૪૧ પ્રેમનું પ્રબળ!
૪૨ વફાની પુટલી!
૪૩ ખુને જીગર!
૪૪ 'અનાથ યુવતી'
૪૫ નાઝનીન મહેઝબીન!
૪૬ "કરપીણ કારસો"
૪૭ "કુળવંત કળી"
૪૮ બુલબુલ કે બળા?
૪૯ નેકજાદ નરગેસ
૫૦ વિર વનિતા
૫૧ દગાબાજ દુન્યા.
૫૨ નકલી નાઇટ
૫૩ દગાબ કોની સગાઇ?
૫૪ બેપરવાબંધ ભરથાર!
૫૫ "ભોળપણનો ભાર"
૫૬ વિવાહ પછીના વિઘન!
૫૭ નાદાનીનો નતીજો.
૫૮ એક તાગડો.
૫૯ "વનમાગી વનિતા."
૬૦ ગરીબીનો ગજબ.
૬૧ પવિત્ર કે પાપી?
૬૨ વેશવાળ પછીના વાદળ!
૬૩ બે ઇમાન કોણ–મરદ કે ઓરત!
૬૪ અફસોસનાં આંસુ
૬૫ "પાપી પત્ની'
૬૬ દિલની સાચ્ચી
૬૭ કમાલ કોમિડી!
૬૮ નિરાળી નિરધન
૬૯ ભલાનું ભલું!
૭૦ ખુદાને ઘરનું જોડું
૭૧ સમાજીક સંકટ.
૭૨ દિલાવર દુશ્મન
૭૩ પરણ્યા પછીની પંચાત.
૭૪ પુનર્મિલન
૭૫ જાસુસ કે જાદુગર
૭૬ સદગુણી શાહેરીયાર
૭૭ 'નવ્વાણું તયની નવી!"
૭૮ બુરાનું બુરૂં
૭૯ તકોબરીની તોજેશ.
૮૦ માયાનો મોહ!
૮૧ "ઓરત કે આફત?"
૮૨ "જોડભાઈની જંજાળ!"
૮૩ 'ચીલ ઝડપ'
૮૪ વફાદમાં વમલ!
૮૫ કરે તે ચરે!
૮૬ નાસમજ નાદાન.
૮૭ પ્રેમનું પરીણામ!

Printed by Moolchand Kasandas Kapadia at "Jain Vijaya" P. Press SURAT & published by Ruttonsha F. Acharia Crawford Market, BOMBAY. 1

નંબર ૮૮ મી આવતી વાર્તા, નામે–
"પણેતી પુટલી."
આવતી તા. ૧ લીએ બહાર પડશે.